# સમર્પણ



જેના સ્નેહ અને ચિર-સેવિત ઇચ્છાને ખાતર,
હસતાં, હસતાં સમગ્ર જીવનક્રમને પલટો
આપ્યો, એ પ્રિય સખા અને સાથી
સ્વ. કૃ ષ્ણ ચ ન્દ્ર ના
અમર આત્માને સાદર
સ મ ર્પ ણ !

સત્યવ્રત:

# નિવેદન



'મૂર્તિ-મીમાંસા' નામનો પ્રસ્તુત ગ્રંથ મું. પ્ર. આ. પ્ર. સભાના સાપ્તાહિક મુખપત્ર 'આર્યપ્રકાશ'ના સંવત્ ૧૯૯૦ના પોષ સુદ ૧૫થી ભાદ્રપદ સુદ ૧ સુધીના ૮ માસની પ્રત્યુત્તર રુપેની મારી લેખમાળાના સંગ્રહ રુપે, કલ્યાણવાળા, ઉદારચેતા આર્યબન્ધુ શ્રી. ગંગારામ શીવરામ રાવળની મદદથી મું. પ્ર. આ. પ્ર. સભા દ્વારા પ્રકાશિત કરાવતાં મને આનંદ થાય છે. ગૂજરાતી ભાષામાં આર્ય-સાહિત્યમાં આથી કેટલે અંશે ઉપયોગી 'વધારો થયો છે, એનો જનતા સ્વયં નિર્ણય કરે એ ઉચિત સમજું છું.

કોઇની પ્રીતિ-અપ્રીતિનો ખ્યાલ ન રાખતાં તર્ક અને શાસ્ત્રની શુદ્ધ દૃષ્ટિથી, આ ગ્રંથમાં જે ઉહાપોહ કર્યો છે, તે વાચકોની સામે નિઃસંકોચ ધરૂં છું; જેનો બુદ્ધિમાન્ અને ન્યાયશીલ સજ્જનો વિચાર કરે અને સત્યાગ્રહ સેવે એમ વિનતિ છે.

મુંબઇ, ઋષિ-બોધોત્સવ, વિક્રમાર્ક ૧૯૯૧

વિનીત—
**સત્યવ્રત**

तमीश्वराणां परमं महेश्वरं
तं देवतानां परमं च दैवतम् ।
पतिं पतीनां परमं परस्तात्
विदाम देवं भुवनेश मीड्यम् ॥

श्वेताश्वतर

**આક્રુથન :**

વડોદરા રાજ્યના ધર્માધિકારી શ્રી. મંગેશ કમળાકર નાડકર્ણી, બી. એ. એલ.એલ., બી. એમણે તા. ૨૩–૬–'૩૩ના રોજે નવસારીમાં 'મૂર્તિપૂજા રહસ્ય' એ વિષય ઉપર એક વ્યાખ્યાન આપેલું, તેની છાપેલી એક પ્રત આલોચના માટે એક સજ્જને મારા પર મોકલી આપી. વડોદરા જેવા પ્રગતિમાન્ રાજ્યના ધર્માધિકારી સાહેબે આપેલું વ્યાખ્યાન એટલે જરૂર સારગર્ભિત હશે તથા મૂર્તિપૂજામાં મારી અશ્રદ્ધા એમણે બતાવેલા 'રહસ્યથી' જરૂર ઓછી થશે એમ ધારી ખૂબ શ્રદ્ધાથી તે હું બે વાર વાંચી ગયો. સનાતની પંડિતો મૂર્તિપૂજા વિષે જે દલિલો કરે છે, તે કરતાં શ્રી. ધર્માધિકારી સાહેબ કંઇક જુદી જ દલિલો આપી પોતાના પૌર્વાત્ય અને પાશ્ચાત્ય ઉભય જ્ઞાનના બળે મૂર્તિપૂજાનું રહસ્ય કંઇ સમાધાનકારક—Convincingly—રીતે સમજાવશે એવી ભાવના મારી તો કમમાં કમ ઠગારી નીકળી તે માટે મને દુઃખ થાય છે. સનાતની પંડિતોની કેટલીક દલીલો તો જરા

બુદ્ધિને કસનારી પણ હોય છે, પણ ધર્માધિકારી સાહેબે ઉપલા વ્યાખ્યાનમાં મૂર્તિપૂજાનું રહસ્ય બતાવતાં એવી એક પણ મજબુત દલીલ કે શાસ્ત્રપ્રમાણ આપ્યું નથી, જેથી મૂર્તિપૂજાનું રહસ્ય ઉદ્દઘાટન થાય ! પાશ્ચાત્ય શિક્ષણ પામેલા સજ્જનો પણ મૂર્તિપૂજા વિષે ગહન અજ્ઞાન અને અંધશ્રદ્ધા ધરાવતા હોય છે, એ રહસ્ય માત્ર એ વ્યાખ્યાનમાંથી મને મળ્યું ! ! અને હજી આર્યસમાજના કેટલા પ્રચારની આવશ્યકતા છે, એ પ્રતીતિ થઇ ! ! ! આર્ય-સમાજે તેની ખંડનની નીતિ જરાય છોડવી કે ઢીલી કરવી જોઇતી નથી. આવા અંધશ્રદ્ધાના વિષયો સામે તો ફરી એકવાર દેશભરમાં શાસ્ત્રાર્થોની ઝડી લગાવી દેવી જોઇએ અને તે માટે આર્યસમાજે પોતાનાં છૂટાંછવાયાં બળોને એકત્ર કરી આ દિશામાં યથાશીઘ્ર અચૂક પ્રયાસ કરવો જોઇએ એમ મને લાગે છે. અસ્તુ.

હવે આ સ્થળે ઉપર્યુક્ત મૂર્તિપૂજા રહસ્યની મીમાંસા કરવાનું યોગ્ય ધારું છું, અને એ વિષયમાં શ્રી. નાડકર્ણી સાહેબને કંઇ પ્રત્યુત્તર આપવો યોગ્ય લાગે તો મારા લખાણને વાંચ્યા બાદ તેમ કરવા વિનતિ કરું છું. એમ કરવામાં મારું તાત્પર્ય કેવળ **वादे वादे जायते तत्त्वबोधः** સિવાયકંઇ નથી.

— લેખક

મારે જણાવવું જોઇએ કે વેદના કાળની કલ્પનાને ૭ હજાર વર્ષ જેટલી જ જુની જણાવવામાં **ભારે પ્રમાદ** થાય છે. ઇતિહાસકારોએ સિદ્ધ કર્યું છે કે મહાભારત રચાયાને પણ કમમાંકમ પાંચ હજાર જેટલાં વર્ષ થયાં છે અને મનુસ્મૃત્યાદિ ગ્રંથો તો તેનીયે પૂર્વે થયા છે. જે વિદ્વજ્જન સંમત બીના છે. હવે જેમ ધર્માધિકારી સાહેબ જણાવે છે તેમ વેદનો કાળ ૬ હજાર વર્ષ જેટલો જ જુનો હોય તો તેમની કલ્પના આ સૃષ્ટિરચના થયાને કેટલો સમય વીત્યાનું જણાવે છે એ જાણવું સ્ફુટ થઈ પડશે. પાશ્ચાત્ય વિદ્વાનો અધૂરા સાધનો અને સંસ્કૃત તથા વૈદિક વાઙ્મયના અપૂરા જ્ઞાનને લીધે કોઈ વેદોનો સમય ઇસાની પૂર્વે હજાર કે દોઢ હજાર, તો કોઈ ૩ હજાર વર્ષ મૂકે છે; પણ વૈદિક વિદ્વાનોએ સિદ્ધ કર્યું છે કે એમની એ ગણત્રી ભૂલભરેલી અને વેદોના મહત્વને કમી કરનારી છે આર્યોની માન્યતા રહી અને છે કે વેદ એ વિભુની વાણી હોઇ સૃષ્ટિની આદિમાં પ્રગટ થયા છે. માતા જેમ બાળકને બોલતાં શીખવાડે છે તથા વિભિન્ન પદાર્થોનું જ્ઞાન કરાવે છે, તેમ સૃષ્ટિની આદિમાં જીવોને ઇશ્વરે માતા પેઠે જ્ઞાન આપ્યું અને તે વેદોદ્વારા. હવે જો એ દૃષ્ટિથી વેદનો કાળ એટલે ૭ હજાર વર્ષ જેટલો જ માનીએ તો સૃષ્ટિને ઉત્પન્ન થયાને પણ તેટલોજ કાળ માનવો જોઇએ, એ દેખીતું છે. કેમકે પૃષ્ટ બીજા પર સ્વીકારે છે કે **હિન્દુસ્તાનમાં પ્રાચીન ધર્મ વૈદિક છે,** અને ચાર વેદોમાં ઋગ્વેદ સૌથી પ્રાચીન છે. વૈદિક ધર્મ કરતાં અન્યત્ર પણ બીજો પ્રાચીનતર ધર્મ છે કે કેમ તે તેમણે જણાવ્યું નથી; પણ તેના અભાવમાં વેદધર્મને જ તેઓ પ્રાચીનતમ માને છે એમ સમજવું અયુક્ત નથી. જ્યારે અન્ય ધર્મને વેદધર્મ કરતાં પ્રાચીનતમ બતાવશે, ત્યારે તે વિષે

ચર્ચા થઇ શકે; એટલે આ સૃષ્ટિને ઉત્પન્ન થયાને જો તેઓ ૬ હજાર વર્ષ માનતા હોય તો એ ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિથી પણ યોગ્ય નથી. એક અમેરિકન વિદ્વાને હાલમાં જ ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિથી જણાવ્યું છે કે સમુદ્રની સપાટી નીચેના સ્તરો કે પહાડની ઉપરના સ્તરોનો અભ્યાસ કરતાં એમ જણાય છે કે આ સૃષ્ટિ લાખો નહિ, કરોડો નહિ પણ દોઢ અબજ કરતાં વધુ જુની જણાય છે; એટલે કરોડો વર્ષની જૂની આ સૃષ્ટિ ઉપર માનવજાત કંઈ ૬ હજાર વર્ષથી જ વસતી હશે, અને તે પૂર્વે સૃષ્ટિ વસવા યોગ્ય નહિ થઇ હોય એવી દલિલ ધારૂં છું કે કોઇ નહિ જ કરે. કદાચ જો કોઇ તેમ કરવા ઇચ્છે તો હાલમાં જ સિંધના મહેંજોદારોના ખોદકામની જે શોધખોળ થઈ છે, તે તરફ તેમને અંગુલિ નિર્દેશ કરીશ કે મહેંજોદારોની સભ્યતા ૬ હજાર વર્ષ પૂર્વેની જુની છે, એમ શોધખોળ વિદ્યાના અભ્યાસીઓએ સાબીત કર્યું છે; એટલે તે પૂર્વે પ્રજા આબાદ અને સભ્ય હતી; એટલે તે કરતાં એ વૈદિકકાળ પ્રાચીનતર છે એ સિદ્ધ થઇ શકે છે.

બેબીલોનીયાની સભ્યતાનો નાશ ઇ૦ સ૦ પૂર્વે ૧૪૮૦ માં પારસીઓએ કર્યો. તેના ટીહાલ નામના સ્થાનમાંથી કેટલીક મૂર્તિઓ નીકળી છે, જે ઇસાની પૂર્વે ૪૦૦૦ વર્ષ પહેલાંની વિદ્વાનોએ સ્વીકારી છે.

હાવેલ સાહેબ પોતાના પુસ્તક પ્રાચીન પૂર્વના ઇતિહાસમાં જણાવે છે કે સુમેરીયન સભ્યતા મેસોપોટેમિયામાં અન્ય દેશોમાંથી આવી. એ મેસોપોટેમિયાના લોકો ઇમાના પહેલાં ૪૦૦૦ વર્ષ પૂર્વે **સભ્ય** હતા.

અનેક વિદ્વાનો ચાલ્ડીઆની સભ્યતાને દશ હજાર વર્ષની જુની માને છે.

મીલસાહેબ પોતાના પુસ્તકમાં લખે છે કે મીસીસીપી (અમેરિકા) નદીના પ્રસ્તરમાંથી એક મૂર્તિ મળી છે. જેને જોવાથી માલમ પડે છે કે હિન્દુ લોકો ત્યાં ૧૩૦૦૦ વર્ષથી નિવાસ કરતા હતા.

એટલે વક્તાની વૈદિકકાળની કલ્પના અધુરી છે. સંભવ છે કે પાશ્ચાત્ય વિદ્વાનોના મત પર તેમણે પૂરો વિચાર કર્યા વિના તે કલ્પનાને સ્વીકારી લીધી હોય !

પરંતુ પાશ્ચાત્ય વિદ્વાનો પણ વૈદિક સભ્યતા અને વેદોને વક્તા કરતાં વધુ પ્રાચિન માને છે, એ દર્શાવવા નીચલા બે-ત્રણ ઉદ્ધરણો ઉપયુક્ત થશે. Maxmuller સાહેબ Hibbert Journal ના પૃષ્ટ ૧૫૨ ઉપર જણાવે છે કે "It is certain there is nothing more ancient and primitive not only in India, but the whole Aryan world than the hymns of the Rigveda" માનવ જાતમાં ઋગ્વેદ સર્વથી પ્રાચીન છે એમ આ કથનમાં સ્વીકારે છે. ઉપર આપેલા પ્રમાણોથી સિદ્ધ થશે કે માનવ જાતને ઉત્પન્ન થયાને વક્તાની ગણત્રીથી અનેક ગણા હજારો વર્ષ થયા છે. એટલે વૈદિક કાળ તો લાખો વર્ષ પૂર્વેનો સહેજે માની શકાય.

કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનોએ વેદના ઉત્પત્તિ કાળને ઇસા પૂર્વે ૨-૩ હજાર વર્ષ પૂર્વનો માન્યો છે, પણ ફ્રાન્સનો પ્રસિદ્ધ વિદ્વાન્ Jacoliate પોતાના Bible in India નામના ગ્રંથમાં જણાવે છે કે Wec an not refuse to the Vedas the honour

of antiquity the most distant but at what epoch were they written, who were the authors, we may revert to the times the most primitive, interrogate the most ancient records of human race and it is still impossible to solve these questions. All are silent on the subject, according to Brahmins they are anterior to creation."

માનવ જાતની પ્રાથમિક અવસ્થાનો ઇતિહાસ તપાસતાં પણ એ મળવું મુશ્કેલ છે કે વેદો કયા સમયમાં બન્યા કે તેના બનાવનાર કોણ કોણ હતા ? મરાઠી 'ચિત્રમય જગત્'ના ડીસેંબર ૧૯૩૩ના અંકમાં શાસ્ત્રીય ચમત્કાર મથાળા નીચે જણાવ્યું છે કે ટાંગાનિકા (આફ્રિકા)માંથી હાલમાંજ કેટલાક અવશેષો મળ્યા છે, તે પરથી મનુષ્ય જાતિનો જન્મ ૨૦,૦૦૦,૦૦૦ વર્ષ પહેલાં થયો હતો એમ એક શાસ્ત્રને સિદ્ધ કર્યું છે, જેમ જણાવી અઢી લાખ વર્ષ પહેલાંના એ માનવીઓનો ફોટો પણ તે માસિકમાં પ્રસિદ્ધ થયો છે.

Religion and Philosophy of the East નામના પુસ્તકમાં શ્રી. T. J. Kennedy નામના વિદ્વાન જણાવે છે કે "We know as every Philologist knows, that the Aryan language dates about 10000 B. C." આર્યોની ભાષા દશ હજાર વર્ષ પુરાણી છે, એમ ભાષા વ્યુત્પત્તિ-વિદોનું કથન છે. ભાષા જ્યારે દશ હજાર વર્ષ જેટલી જુની છે, ત્યારે તે ભાષાના વિદ્વાનો અને તેની સંસ્કૃતિ તેથીયે વધુ પુરાણી હોય એ નિઃસંદેહ છે. આ પ્રમાણોથી મારે ફક્ત એટલું જ

દર્શાવવાનો હેતુ છે કે વૈદિકકાળની કલ્પનાં ૭ હજાર વર્ષ જેટલી કરવી, એટલે વેદો કે વૈદિક સભ્યના વિષે કોઇને અધુરા જ્ઞાનનું જ પ્રદર્શન લાગે તેમાં નવાઇ નથી. ઉપલા ઉદ્દરણોને અંગે હું તો વેદો અને વૈદિક સભ્યતાના કાળને મેંકડો, હજારો નહિ પણ લાખો વર્ષ પુરાણો માનું છું, જ્યારે આજના કરતાં લોકો વધુ સંતોષી અને ઇશ્વરારાધન તત્પર હોઈ વેદોના જ્ઞાનને યમ-નિયમાદિ અને યોગ દ્વારા સમજતા હતા. આજ તો વેદના અર્થને નામે કાંઈ તેમ ઉટપટાંગ અર્થો થઇ રહ્યા છે, અને સાયણ તથા મહીધરના ભાષ્યો પછી તો વેદોની મીટ્ટી પલીત કરવામાં આવી છે. આધ્યાત્મિકને બદલે ભૌતિક અર્થો ઠોકી બેસાડવામાં આવ્યા એટલે તે વાંચી પાશ્ચાત્ય વિદ્વાનોએ વેદોને ભરવાડોનાં ગીત કહી દીધાં! અને અમારો સુધરેલો અને શિક્ષિત ગણાતો વર્ગ પણ તેને **वावावाक्यं प्रमाणम्** ગણી વેદો તો જંગલીઓએ બનાવ્યા છે, અને ઇસાની પૂર્વે ૨–૩ કે ૪ હજાર વર્ષ જેટલાજ જુના છે એમ કહેવામાં અભિમાન લેવા લાગ્યો! વેદો સાથે એ ખરેખર જબરદસ્તી ગુજારવામાં આવી છે. પણ ઇશ્વર કૃપાથી મહર્ષિ દયાનંદનું આગમન થતાં, તેમણે વૈદિક શબ્દકોષ નિરુક્તને આધારે તથા બ્રાહ્મણ ગ્રંથોના આધારે વેદોના આધ્યાત્મિક અર્થ બતાવ્યા અને તદનુસાર વેદભાષ્ય કર્યું.

ઋગ્વેદની પ્રથમ ઋચા **अग्निमीळे** રજુ કરાઇ તેનો જે ભૌતિક અર્થ (Fire) આપવામાં આવ્યો છે, તે ઋચાનો તે વાસ્તવિક અર્થ નથી. તેનો આધ્યાત્મિક અર્થ તો ઇશ્વર પરક છે. સ્વામી દયાનંદ અત્રે 'અગ્નિ' શબ્દથી પરમાત્માનું ગ્રહણ કરે છે. ભૌતિક અગ્નિનું નહિ! તેમના મતાનુસાર (**पुरोहितम्**) અનાદિ કાળથી જગતને ધારણ કરવાવાળો (**यज्ञस्य**) હવન,

વિદ્યાદિ દાન અને શિલ્પક્રિયાના (**देवम्**) પ્રકાશક (-**ऋत्विजम्**) પ્રત્યેક ઋતુમાં પૂજ્ય (**अग्निम्**) પ્રકાશ સ્વરૂપ પરમાત્માની (**ईडे**) હું સ્તુતિ કરૂં છું. (જુઓ, સ્વામી દયાનંદ રચિત સંસ્કાર વિધિ, ગુજરાતી ભાષાંતર.) મને તો આ અર્થ વક્તાએ રજુ કરેલા (કોઇના) અર્થ કરતાં વધુ બુદ્ધિસંગત લાગે છે. કેમકે ભૌતિક અગ્નિની સ્તુતિ કરવાથી કશું વળે તેમ નથી. એ અગ્નિ, ભલેને પ્રકાશક હોય પણ આખરે તો તે જડ છે; જડની સ્તુતિ કરવાથી શું કલ્યાણ થઈ શકે? હા, એ જડ અગ્નિને આપણે ચેતન માનવીઓ બુદ્ધિપૂર્વક કામે લગાડી અનેક સેવાઓ તેની પાસેથી લઇ શકીએ છીએ. તો કોઇ 'સેવક'ની સ્તુતિ કરનારને વિદ્વાન ક્યાં સુધી કહી શકાય? 'સેવક' અને તે પણ ચેતન નહિ તદ્દન જડ! ચેતન 'સેવક' હોય તો તેની સ્તુતિ કોઈક દિવસ ઉપયોગી પણ થઈ શકે. પણ જડ–સેવકની સ્તુતિ તો કાળક્ષેપ કર્યા વિના કંઇ ફાયદો આપી શકે તેમ નથી એ સિદ્ધ વાત છે.

વક્તા જણાવે છે કે જળ, વાયુ, સૂર્ય, સંધ્યા પ્રકાશ, ઈંદ્ર, રૂદ્ર વગેરે ઇશ્વરની જુદી જુદી વિભુતિઓ યાને 'શક્તિઓ' છે. તેની પણ સ્તુતિ વેદમાં છે. પણ હું આગળ જણાવી ગયો તેમ તેઓ વેદના ભૌતિક અર્થોમાંજ માનતા લાગે છે, અન્યથા આમ લખતે નહિ. સૂર્ય, ઈંદ્ર, રૂદ્ર વગેરે એ ઇશ્વરની વિભૂતિ યાને શક્તિ તેમના મત મુજબ હોય તો ભલે હોય, પણ તેથી તે સ્વયંસિદ્ધ ચેતન પદાર્થ માત્ર બની શકતા નથી. અર્થાત્ સૂર્ય, ઈંદ્ર કે રૂદ્ર આદિ **સ્વતંત્ર** દેવો નથી; તેમજ તે દેવો ઇશ્વરની 'શક્તિ' હોવાને લીધે પૂજાઈ–પૂજાને લાયક કે સ્તુતિને પણ પાત્ર નથી. કેમ કે શક્તિ એ શક્તિમાનને આધીન હોય છે, અને શક્તિ

(પછી તે ગમે તેની હોય) હંમેશ જડ હોય છે, તેને સ્વતઃ ચેતન કે ગતિ નથી હોતી. તે પોતાના શક્તિમાનની ઇચ્છાને આધીન હોય છે. એથી શક્તિઓ સ્તુતિ યા પૂજાને પાત્ર થઇ શકતી નથી. એક વૈજ્ઞાનિક વરાળ કે વિદ્યુત પેદા કરી અને તે દ્વારા રેલ્વે કે મોટા કારખાના ચલાવ્યા, માટે આપણે તે વૈજ્ઞાનિકનો સત્કાર કરવાનું માંડીવાળી વરાળ કે વિદ્યુતને નૈવેદ્ય કે પુષ્પ–અર્ધ્ય અર્પણ કરવા લાગી જઇએ, એ તો આ વીસમી સદીમાં મૂર્ખના સિવાય બીજું ભાગ્યેજ ગણાય. તદ્દત્ ઇશ્વરની વિભૂતિઓ સૂર્ય, ઇન્દ્ર કે સૂર્યાદિ હોય એટલે તે વિભૂતિમાન્ ઇશ્વરનેજ છોડી સૂર્યાદિની પૂજા કે સ્તુતિ કરવા મંડી પડવું એ વૈજ્ઞાનિકને છોડી વરાળને મોહનભોગ આપવા જેવું શહાણપણ ગણાય! અતઃ વેદમાં સૂર્ય, ચંદ્ર, રૂદ્ર, ઇન્દ્રાદિની જે સ્તુતિ હોવાનો ઉલ્લેખ જણાવે છે તે યથાર્થ નથી, કેમ કે વેદોને ગાનારા તથા સમજનારા ઋષિ–મુનિઓ આપણા જેવા અધુરા જ્ઞાનવાળા કે મૂર્ખ ન હતા, કે અંતર્યામી ચેતન પ્રભુને ભજવો છોડી તેની જડ શક્તિઓની સ્તુતિ કરવા મંડી જાય! સુર્ય, ઇન્દ્ર, રૂદ્ર આદિ એકજ પરમાત્માના વિભિન્ન નામો છે (ઈશ્વરના વિભિન્ન ગુણો પ્રમાણે) અને તે વિભિન્ન નામો દ્વારા એકજ પરમાત્માની સ્તુતિ વેદમાં છે, એમ મહર્ષિ દયાનંદજીનો ઉચિત મત છે, જે હરકોઇ તે મહર્ષિના રચેલા પ્રસિદ્ધ ગ્રંથ 'સત્યાર્થપ્રકાશ' નો પ્રથમ સમુલ્લાસ ધ્યાનથી વાંચી જશે તો તેમને અવશ્ય વિદિત થશે. અસ્તુ.

**મૂર્તિ કરવાનું કારણઃ**–જણાવતાં વક્તા જણાવે છે કે "પ્રાચીન સમયમાં પરમેશ્વરની મૂર્તિ બનાવવામાં આવતી ન હતી. પરમેશ્વરની કલ્પના મનમાં લાવી તેની સ્તુતિ લોકો કરતા

-હતા." પરંતુ બૌદ્ધ તથા જૈન તિર્થંકરોની મૂર્તિઓનો પ્રચાર તે તે ધર્મ ફેલાતાં થયો. "સાધારણ પ્રકારના માણસના મન ઉપર મૂર્તિની અસર વધારે થાય છે. જે પ્રત્યક્ષ જોવામાં આવતી નથી, એવી વસ્તુની કલ્પના કરવી કઠણ હોય છે. પોતાના સમક્ષ જે મૂર્તિ મૂકવામાં આવે તેના તરફ જોઈ તેનું ધ્યાન ધરીને તેની સ્તુતિ અગર પ્રાર્થના કરવી એ વધારે સહેલાઇ ભરેલું છે." તેથી મૂર્તિની પદ્ધતિ પ્રચારમાં આવી. આ મૂર્તિ–પૂજા બૌધ્ધો તથા જૈનોની દેખાદેખીથી હિંદુ ધર્મમાં પ્રચારમાં આવી એ વાત સાથે હું સંમત છું, પણ તેની પધ્ધતી સાથે મારે ભારે વિરોધ છે. "જે વસ્તુ પ્રત્યક્ષ જોવામાં આવતી નથી એવી વસ્તુની કલ્પના કરવી કઠણ હોય છે." માટે શું થયું ? એ કાઠિન્યનો ઈલાજ **જે વસ્તુ જેવી નથી તેને તેવી કલ્પી, તે મૂળ વસ્તુની ઉપાસના તે કલ્પિતમાં કરવી** એમ થઇ શકે ? ઇશ્વરની સ્તુતિ, ઇશ્વરારાધન એ શું શાકભાજી લેવા જવા જેવો સોંઘો સોદો છે ? જેણે સમસ્ત ચરાચર બ્રહ્માંડને બનાવ્યું, જે સમગ્ર જીવોનો સાક્ષી હોઇ પાપ–પૂણ્યનો નિયામક તથા ફલપ્રદાતા છે તેની સ્તુતિ કરવી કંઈ બચ્ચાંના ખેલ નથી કે કઠિનતાનોએ સવાલ રજુ કરાય. ઈશ્વર જેવી પરમ ગહન તથા પરમ સત્તાવાન્–સર્વોત્પાદક વસ્તુની ભક્તિ કરવી યા સ્તુતિ કરવી એ મહાન કાર્ય છે. જેની સ્તુતિ કરીએ તેના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાનજ ન હોય તો એ સ્તુતિ વન્ધ્યાજ રહે તેમાં આશ્ચર્ય શું ! ઈશ્વરનાં યથાર્થ સ્વરૂપનું વાસ્તવિક જ્ઞાન ન મેળવતાં કઠિનતાનો ખ્યાલ કરી "સગવડ પંથી' બની જતાં ભળતીજ કલ્પના કરી ફાવે તેમાં ઈશ્વર બુદ્ધિ રાખવાથી જો ઇશ્વર મળતો હોય તો તો તમામ મૂર્તિપૂજકો, આજે ક્યારનાએ મુક્તિમાં બીરાજ્યા હોત,

પણ તેમ ન થતાં સંસારમાં ગોથાંજ ખાતા માલુમ પડે છે. અનેક મૂર્તિપૂજકો, મૂર્તિને સર્વસ્વ માની પૂર્ણ શ્રદ્ધાથી ભક્તિ કરનારા તથા નિયમાનુસાર સ્તુતિ કરનારા હજારોની સંખ્યામાં પડ્યા છે, પણ તેમના કરતાં તો મૂર્તિ ન પૂજનારા અનેક માણસો વધુ સુખી તથા વધુ જ્ઞાનવાન નજરે પડે છે. ઇશ્વરની સ્તુતિજ કરવી હોય તો કઠિનતા કે સફળતાનો ખ્યાલજ નકામો તથા બેહુદો છે. શ્રીમંત મહારાજા ગાયકવાડ સયાજીરાવનું દર્શન મારે કરવું હોય તો તે ધર્માધિકારી સાહેબ મારફત કરી શકું, યા અન્ય અધિકારી દ્વારા થઇ શકે. કારણ કે કોઇ અધિકારીને મળવું એ કઠણ કામ છે જેથી તેમનું એક વિદ્રૂપ પુતળું બનાવી તે દ્વારા શ્રીમંતને મળવાની આકાંક્ષા રાખું એ આ જન્મે તો સફળ નજ થાય. શ્રીમંતને મળવામાં ચેતન અધિકારી—સાધન—ની જરૂર છે, તો જે શ્રીમંતોનો શ્રીમંત અને મહારાજાઓનો મહારાજા છે, તેને પ્રાપ્ત કરવા માટે અચેતન—જડ કલ્પેલી મૂર્તિની સ્તુતિ કરવી એ માનવી બુદ્ધિની પતન—પરાકાષ્ટા માનવી ઘટે. એટલે સગવડતાના ખ્યાલથી કે કઠિનતાના ઉપાય તરીકે ગમે તે રીતે મૂર્તિપૂજાની પદ્ધતિ પ્રચારમાં આવી, એ જનસમાજની બુદ્ધિનું દારિદ્રજ બતાવે છે. એ પદ્ધતિથી કોઇનું વાસ્તવિક કલ્યાણ કદિ થયું નથી, થવાનું નથી એ નિઃસંદેહ છે.

**મૂર્તિ એક સાધન છે?**—"પૂજા મૂર્તિની કરવામાં આવતી નથી, પરંતુ તે મૂર્તિની અંદર જે ઇશ્વરની કલા વિધિપૂર્વક સ્થાપિત કરવામાં આવે છે તે ઇશ્વરની પૂજા કરવામાં આવે છે. મૂર્તિ તો તેની એક (Symbol) યાને ચિહ્ન છે, એટલે નિમિત્ત માત્ર તથા ગૌણ છે." ઉપર જણાવી દેવાયું છે

કે "સાધારણ પ્રકારના માણસના મન ઉપર મૂર્તિની અસર વધારે થાય છે," એ વાક્યને ઉપલા વાક્ય સાથે સરખાવતાં વિરોધ પ્રતીત થશે. એક વાર સ્પષ્ટ સ્વીકાર કરે છે કે મૂર્તિની અસર માણસના મન ઉપર વધારે થાય છે તો પછી તેમાં રહેલા ઇશ્વરની પૂજાને અવકાશજ કેમ રહે છે ? મન તો મૂર્તિના બાહ્ય સ્વરૂપમાંજ અટકી પડે છે, અને એમજ સમજે છે કે ઇશ્વર તો આવોજ. એટલે પછી તેમાં રહેલા ખરા ઇશ્વરના ધ્યાનને અવકાશજ રહી શકતો નથી. સાધારણ માણસનું મન એથી પર જઇ શકતું નથી. અતઃ સાધારણ માણસ માટે ઇશ્વર પ્રાપ્તિનું એ સાધન ન બનતાં પ્રતિરોધજનક માત્ર બની જાય છે એ સ્વતઃસિદ્ધ છે. **જો સામાન્ય માણસને માટે આ રીતે તે સાધન નથી તો પછી અસામાન્ય માણસ માટે એ સાધનની જરૂર નથી.** કેમકે તે એવા અવળા સાધન વિના, સીધું ઇશ્વરનું ધ્યાન ધરી શકે છે, એટલે સામાન્ય કે અસામાન્ય કોઈ માણસ માટે મૂર્તિ એ ઇશ્વર પ્રાપ્તિનું સાધન નથી. પણ મોટા ભાગના સામાન્ય માનવીઓ માટે તે એક અવરોધ ( Hindrence ) માત્ર છે. મહાન્ સૃષ્ટિકર્તા પરમાત્માને પ્રાપ્ત થવા માટે સાધનો પણ મહાન્ અને કઠિન હોવા જોઇએ, અને શાસ્ત્રકારોએ તે માટે **શૌચ સંતોષતપઃસ્વાધ્યાયેશ્વરપ્રણીધાન** આદિ નિયમ અને **તત્રાહિંસાસત્યાસ્તેયબ્રહ્મચર્યાપરિગ્રહઃ** આદિ યમોને સાધન માન્યા છે. યમ દ્વારા આત્મા નિર્મળ તથા નિર્વૈર અને બલવાન બની પવિત્રતા, સંતોષ, તપ અને સ્વાધ્યાય દ્વારા ઇશ્વરનું પ્રણિધાન કરી શકે છે અને સમાધિ દ્વારા સાક્ષાત્કાર કરી શકે છે ઇશ્વર જેવી અદ્દભુત વસ્તુને પામવા તેનાં સાધનો પણ તેવાં

ઉન્નાયક હોવા જોઇએ અને તે માટે કઠણતાનો ખ્યાલ જ ન ધરે. કઠણતા કે સગવડનો ખ્યાલ આવ્યો એટલે ઈશ્વિરાધનની ત્યાં ઇતિ થઈ સમજવી!

આપણા વિદ્વાન્ અને સાક્ષાત્કૃતધર્મા ઋષિઓ જો મૂર્તિને ઇશ્વર પ્રાપ્તિનું એક સાધન માનતા હોત, તો તેઓ મૂર્ખા ન હતા કે એવા સરસ, સીધા, સરલ તથા સગવડીઆ સાધનનો ઉલ્લેખ ન કરતાં યમ-નિયમાદિ કઠિનતા-સાધ્ય, સાધનોનો નિર્દેશ કરી યોગનો ઉપદેશ કરે!

પણ એ અજાયબ (અને સરાસર અસત્ય) શોધ ત્યારે થઈ ન હતી. જો મૂર્તિ એ ઇશ્વર પ્રાપ્તિનું સાધન હોત તો ઇશ્વરે વેદોમાં સ્પષ્ટ જ્ઞાન આપવું જોઇતું હતું કે "હે માનવીઓ! તમે સંસારની વિવિધ ખટપટમાં પડ્યા હશો અને ત્યારે તમારા સર્જનહાર-મને સંભારવાની તમને પૂરતો અવકાશ નહિ હોય, તમારાથી યોગાદિ સાધનો નહિ થઇ શકે, માટે તમારી સગવડને ખાતર તમારે મારી ફાવે તેવી-તમારી કલ્પના કરે તેવી-મૂર્તિ બનાવવી અને તેની પૂજા કરવી એટલે તમે મને પ્રાપ્ત થશો." આદિ. કેમકે ઇશ્વર તો ત્રિકાલજ્ઞ છે; તેને ભૂત-વર્તમાન તથા ભાવિનું જ્ઞાન છે. એટલે વૈદિકકાળ વીત્યા પછી આપણું 'આવા' પાછીશું તેનું જ્ઞાન તેને તો હસ્તામલક હોવું જ જોઇએ, તો પછી તેમણે ઠેર ઠેર વેદોમાં મૂર્તિપૂજાનો ઉલ્લેખ કરવો જોઇતો હતો, પણ તેમ ક્યાંય નથી. વેદોમાં મૂર્તિ પૂજાનું નામોનિશાન નથી, એમ વેદોના વિદ્વાનોનું કથન છે. અતઃ મૂર્તિપૂજા ઇશ્વરનેયે સ્વીકાર્ય નથી, પછી આપણે મૂર્તિ પૂજાએ એતો ઇશ્વરની ઉપર જ જબર્દસ્તી છે કે,-હે ઇશ્વર!

ભલે તું આ મૂર્તિ નથી, પણ અમે તો તને-ચેતનને આ જડ દ્વારાજ મેળવવાના છીએ, અને તે તારે મળ્યેજ છૂટકો છે! આમ પૂજાયે કરતા જવી અને જબર્દસ્તી પણ કરતા જવી! એટલે આ મૂર્તિપૂજક લોકોએ ઇશ્વરને માન્યો છે શું તેનીજ કલ્પના મને તો આવતી નથી!! **प्रभो, क्षमस्वास्माकं वृद्धबालान् !!!**

વિદ્વાન્ વકતા મૂર્તિને એક ચિહ્ન યા **Symbol** માને છે! મહારાજ! આપ તો 'ધર્માધિકારી' છો તો આપ એટલું તો મને જણાવશો કે ચિહ્ન યા Symbolમાં અમુક અંશે પણ સામ્યની આવશ્યકતા હોય છે કે નહિ? કલ્પના કરો, મારે કોઈ અમલદારનું ચિહ્ન યા Symbol બનાવવું છે. મારી મરજી મુજબ હું એક સમુદ્રના Octopusની કલ્પના કરી કહું કે હું તો આને તે અમલદારનું ચિહ્ન યા Symbol માનું છું અને જગત ભરમાં ઢંઢેરો કરતો ફરૂં કે આ તેજ અમલદારનું ચિહ્ન છે, તો તે ગૃહસ્થ જરૂર મને કોર્ટ મારફતે એકાંત જેલની હવા ખવરાવશે, જ્યાં મારૂં અસ્તિત્ક ઠેકાણે આવે! હા, કોઈની આકૃતિ મુજબ નાનું યા મોટું સ્વરૂપ કલ્પી તે મુજબ કોઇ ચિહ્ન કલ્પું તો કોઇને કંઈ પ્રત્યવાય ન હોય. પણ અહીં તો માનવી સ્વરૂપ કે આકાર-પ્રકારની વિરૂદ્ધ કલ્પનાને માનતાં તો શિક્ષાને પાત્ર થવાય, તો શું પરમાત્મા એ એવો ક્ષુદ્ર અને નાચીજ વસ્તુ છે કે જેની ફાવે તેવી કલ્પના કરી શકાય? ઇશ્વરનું જો કોઈ ચિહ્ન Symbol બનાવવું હોય તો ઇશ્વરના સ્વરુપને લક્ષ્યમાં લઈ તદ્રુપ તેવું કોઇ ચિહ્ન બનાવો તો અમને કાંઈ હરકત નથી. પણ વેદ-ઉપનિષદાદિ સત્ય શાસ્ત્રો તો:—

(१) सपर्यगाच्छुक्रमकायमव्रण मस्नावीरम्
(२) यस्मान्न जातः परोऽन्योऽस्ति
य आविवेश भुवनानि विश्वा ॥
(३) अकायो धीरो अमृतः स्वयम्भूः
रसेन तृप्तो न कुतश्चनोनः ॥
(४) न संदृशे तिष्ठति रुपमस्य ॥
(५) जन्मनिरोधं प्रवदन्तियस्य ॥
(६) एको देवः सर्व भूतेषु गूढः
सर्वव्यापी सर्वभूतान्तरात्मा ॥

આદિ દ્વારા તેનું સર્વવ્યાપક રૂપ બતાવે છે. તે પ્રથમ ધ્યાનમાં રાખવું. સર્વવ્યાપકનું ચિહ્ન સંકુચિત (Limited) ન જ હોય. સંકુચિત કરતાં મૂળ વસ્તુના સ્વરૂપનો જ વિપર્યાસ થશે. એટલે ઈશ્વરનું ચિહ્ન યા Symbol થઈ જ ન શકે-કલ્પી જ ન શકાય. આપણે તો ઈશ્વરને પણ આપણા જેવો હાથપગ, માથું, પેટ આદિ અવયવોવાળો માન્યો. (જ્યારે ઉપર ઉધૃત કરેલાં શાસ્ત્ર પ્રમાણો તેને અ-કાય કાયા-રહિત માને છે તો આપણે સાચા કે શાસ્ત્રો સાચા તેનો નિર્ણય વાંચકો કરી લે!) કેમકે **ઈશ્વરનું જે જે ચિહ્ન આપણે કલ્પ્યું તેમાં આપણી જ ભાવના ખડી થઈ.** કોઈએ નગ્ન દેવની કલ્પના કરી તો કોઈએ કપડાવાળાની કલ્પના કરી; કોઈએ પુરુષની કલ્પના કરી તો કોઈએ સ્ત્રીની કલ્પના કરી, કોઈએ ભૈરવ-વિકાળ સ્વરૂપ કલ્પ્યું તો કોઈએ સૌમ્ય; કોઈએ શાંત-વૈરાગ્ય પ્રધાન કલ્પના કરી તો કોઈએ શૃંગારી કલ્પના કરી; આમ मुण्डे मुण्डे मतिर्भिन्ना પ્રમાણે દરેક કલ્પના કરવામાં પોતાના ભાવોને જ ચિત્રિત કર્યા પણ

વસ્તુતઃ કોઈ વાસ્તવિક ચિહ્ન બનાવી શકયું નથી, અને બને પણ ક્યાંથી? તો જે ચિહ્નવાળી જે વસ્તુ નથી, તેને તે ચિહ્નવાળી માનવી એ ઉચિત કેમ ગણાય? અને જે વસ્તુ જેવી નથી, તેને તેવી માની તેની અર્ચના કરવી એ તે તેનો સત્કાર કે તેનો તિરસ્કાર? એ તો ઇશ્વરની વિડંબના થઇ–સ્તુતિ તો ન થઇ! વેદ તો સાફ કહે છે કે પરમાત્માને યથાર્થ જાણ્યા વિના મુક્તિ નથી.

**तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥** યજુઃ પછી "સગુણ મૂર્તિને કલ્પી તેની ભક્તિભાવથી પૂજા કરવી એ બીજી પંક્તિની માનસિક સ્થિતિ" નહિ પણ અવિદ્યા કહેવાય, એ મારે હવે સિદ્ધ કરવાનું રહેતું નથી. કેમકે દર્શનશાસ્ત્રનો સિદ્ધાંત છે કે **अतस्मिँस्तद्बुद्धिरविद्या**-અવસ્તુમાં વસ્તુની બુદ્ધિ કરવી એ અવિદ્યા છે. અર્થાત્ મૂર્તિમાં ઇશ્વરની કલ્પના કરવી એ કેવળ અવિદ્યાગ્રસ્ત માનસિક સ્થિતિ છે. ભક્તશિરોમણિ સંતશ્રી તુકારામ મહારાજ જણાવે છે–

**जो हृदयीं ज्ञानघन । सर्वे जीवा चें जीवन ॥**
**ऐसा चेतन निराकार । त्यासी कल्पिती आकार !**
**परिपूर्ण अविनाश । त्यासी मानिती विनाश ॥**
**अव्यक्तासि व्यक्ति । मानुनि करी स्थूल भक्ति ॥**
**तेचि मूढमति नर । व्यर्थ जन्मले पामर ॥**
**त्याचें धर्मादिक व्यर्थ ॥** ઇત્યાદિ. (સંત વચન સુધા)

ભાવાર્થઃ—જે જ્ઞાનઘન, હૃદયસ્થિત સર્વ જીવોનું જીવન છે, જે ચેતન અને નિરાકાર છે, તેનો આકાર કલ્પે છે! જે પરિપૂર્ણ હોઈ અવિનાશી છે, તેનો વિનાશ માને છે!! જે અવ્યક્ત છે,

છતાં જેને વ્યકત ગણાવી તેની સ્થૂલભકિત જે કરે છે તે નર. મૂઢમતિ છે, તે પામરનો જન્મ પણ વ્યર્થ છે, અને તેનાં ધર્માદિક સર્વ વ્યર્થ છે!!!

મૂર્તિની ભક્તિ-ભાવથી પૂજા કરવી એ બીજી પંક્તિની માનસિક સ્થિતિ જણાવાય છે; પણ સંત તુકારામ મહારાજ નીચે મુજબ જણાવે છે, તેમને એમ માનનારાઓ શું જવાબ આપશે?

पूजा उपचार अर्पिती । अत्यादरें नमस्कारिती ॥
परी तो पेखे, बोले, न पाहे । मूढ त्यासे मानीताहे ॥

*　　　*　　　*

झाड आपट्याचें तोडिती । व्यर्थ सोनें त्या ह्मणती ॥
तैंसे जड देव । मूढ कल्पीती निर्दैव ॥

देवपणा नसुनि देव ह्मणती । भावना विपरीतकरीती ॥
अविवेने स्याती केली । बुद्धि पंडिताची गेली ॥

જેઓ દાક્ષિણાત્ય ગૃહસ્થો છે, તેઓ તુકારામ મહારાજના ઉપલા અભંગો મારા કરતાં વધુ ગંભીરતાથી સમજી શકશે, પણ જેઓને મરાઠી આવડતું નથી તેમના લાભ માટે આ અભંગોનો ગુજરાતીમાં ભાવ જણાવી દઉં તો ઉપયુક્ત થશે:

મૂર્તિને પૂજા-પ્રસાદ અર્પણ કરે, આદરથી નમસ્કાર કરે, પણ તે કંઇ બોલે કે ચાલે! તેને જે માને છે તે મૂઢ છે. આપટાના ઝાડને તોડીને તેને સોનું ગણવું જેમ વ્યર્થ છે તેમ આ જડને દેવ માનવા બરાબર છે. તેમાં દેવપણું ન હોવા છતાં

દેવની કલ્પના કરે, એ વિપરીત ભાવના છે, જે અવિદ્યાનું પરિણામ છે. તેમ છતાં તેને જે માને તે પંડિત હોય તોપણ નિર્બુદ્ધ છે!

તેઓ આગળ ઉપર જણાવે છે કે "મૂર્તિ ઘડી, દેવ પ્રતિષ્ઠાનો વિધિ કરી, તેમાં દેવકલા મૂકવામાં આવે છે" અને તે માટે તેમણે નિર્ણય સિંધુ (જે વૈદિકવાઙ્મયમાં પ્રમાણ મનાતું નથી! તેમજ તંત્ર ગ્રંથોનાં જ તેમણે પ્રમાણો આપ્યાં છે!)નું પણ પ્રમાણ આપ્યું છે 'प्राणप्रतिष्ठा कर्तव्यातस्यां देवत्वसिद्धये' વક્તાએ જેમ નિર્ણય સિંધુનું પ્રમાણ આપ્યું, તેમ હું સંત તુકારામ મહારાજનું પ્રમાણ આપું તો તે ક્રમમાં કમ માનવું જ પડશે. તુકારામ કહે છે કેઃ—

गर्दभाला गजह्मणती । रंकराव प्रतिष्ठापिती ॥
तैसा अज्ञानाचा भाव । धातूदगडाम्हणतीदेव ॥
ऐसी मूढ जनाची भक्ति । देव भलत्यास ह्मणती ॥

—ગધેડાને હાથી કહેવો અને ભીખારીને રાજા માનવો એ જેમ અજ્ઞાન–ભાવ છે, તેમ ધાતુ અને પત્થરને દેવ માનવો એ પણ અજ્ઞાન ભાવ છે. ભલતી જ વસ્તુને દેવ માની ભક્તિ કરવી એ મૂઢતા છે.

અને દેવ–કલા યા પ્રાણ–પ્રતિષ્ઠા માટે પણ સંતશ્રી તુકારામ કહે છેઃ-

ऐसा देव हृदयकमळीं । असोनी न जाणें जवळी ॥
तो मेला अथवा गेला । ह्मणोनी धोंडामांडियेला ॥
त्याची प्रतिष्ठा करितो । जैसें मढें शृंगारिती ॥
त्यास प्राणनाहीं आणे । अवघेंविटंबन जालें ॥
त्याचे नेत्रउंदिरनेती । वस्त्र छेदुनो वरमूतती ॥
मांजरनैवेद्य हीं खाती । परी नुयडीनेत्रणाती ॥

—પરમાત્મા તો હૃદયકમળમાં સ્થિત છે, છતાં તેને પાસે નથી જાણતા! જાણે કે પરમાત્મા મરી ગયો અથવા ચાલ્યો ગયો એમ જાણી પત્થરો મંડાયા. તે (પત્થર)ની પ્રતિષ્ઠા કરે છે; જાણે કે મુડદાને શણગારે છે! તેથી (પ્રતિષ્ઠાથી) પ્રાણ લાગ્યા કે ભારે વિટંબના કરી? તેની (પ્રતિષ્ઠા કરેલા દેવની) આંખો તો ઉંદર તાણી જશે; કપડા કોરી ખાઇ ઉપર લઘુશંકા કરશે; તેનું ચડાવેલું નિવેદ બીલાડાં ખાઇ જશે, અને એ બધું ફાટી આંખે (મૂર્તિ) જોયાજ કરશે પણ કંઇ પ્રતિકાર કરી નહિજ શકે!!

મારા કરતાં– હું કહી શકું તે કરતાં શત ગુણ અધિક સ્પષ્ટતાથી અને અધિક અધિકારવાણીથી સંત તુકારામે ઉપર મુજબ કહ્યું છે. પણ મારે તો મૂર્તિપૂજા રહસ્યના ઉદ્ઘાટન કરનાર સજ્જનને પૂછવું છે કે મૂર્તિ ઘડયા પછી તેમાં દેવ–કલા પ્રાપ્ત થાય છે, એટલે તેમાં શું ન હતું અને શું નવું આવી જાય છે? દેવ–કલાથી તે જડ મટી ચૈતન્યયુક્ત થાય છે? તેમ થતી તો કોઈ મૂર્તિ હજી સુધી જોઈ નથી. તો પ્રાણ પ્રતિષ્ઠાથી તે મૂર્તિમાં વિશેષતા કઇ આવી છે, જેથી તેમાં ઇશ્વર બુદ્ધિ થઈ શકે? તેનું રૂપ, રંગ, ઉંચાઇ, પહોળાઇ, આકાર–પ્રકારમાં કંઇ ફરક થાય છે? થાય છે તો શું? કદાચ એટલું વધુમાં વધુ કહી શકે કે તેમાં ઇશ્વરની શક્તિ આવે છે! જો એ વાત પણ ખરી હોય તો સોમનાથની મૂર્તિ (જેમાં સહસ્રો બ્રાહ્મણોએ મળી મંત્રોદ્વારા પ્રાણપ્રતિષ્ઠા કરેલી, તથા જેમાં ત્યારબાદ કહેવાતી 'દેવ–કલા' આવી હશે, તે–)ને મહંમદે જ્યારે તોડી ત્યારે એ દેવ–કલા–ઇશ્વરની શક્તિ ક્યાં ચાલી ગઇ? મૂર્તિના એક ભાગને ગજનીની મસીદમાં પગ લુછવા મૂકાયો ત્યાંસુધી મૂર્તિની દેવ–કલા ક્યાં ફરવા ગઈ હતી! ઔરંગજેબે, શ્રી કાશીવિશ્વનાથની મૂર્તિના મંદિર પર

હઠી કર્યો ત્યારે ઔરંગઝેબનો વાળ પણ વાંકો તે દેવ કલાયુકત મૂર્તિએ કાં ન કર્યો ? શું ત્યારે મૂર્તિઓએ 'અહિંસા'નું વ્રત લીધેલું ? હાલ પણ મુસ્લિમો દેવ–મંદિરો અનેક સ્થળે તોડે છે તથા વટલાવે છે, તો એ બધી મૂર્તિઓ હાલ કંઇ સમાધિમાં છે કે, છે શું જેથી કંઇ પ્રતીકાર કરતી નથી ? અને ભક્તોની બૈરીઓ કેમ રંડાય છે ? મૂર્તિને પૂજારી કપડાં પહેરાવે ત્યારે તે પહેરે, અન્યથા દિગંબર અવસ્થામાં કેમ રહે છે ? દયાનંદે (બાલ મૂળશંકરે મૂર્તિ ઉપર ચડી નિવેદના ચોખા ખાતાં ઉંદરને જોયો તે વખતે એ દેવ–કલા ક્યાં ગઇ હતી, જેથી તે ભક્ત બટુકને મૂર્તિપૂજક મૂળશંકર મટી મૂર્તિપૂજા વિરોધક દયાનંદ તરીકે થવું પડયું ? એ દેવ–કલા કે પ્રાણ–પ્રતિષ્ઠા એ કેવળ અજ્ઞાનીઓને આડે માર્ગે દોરી જવાના આત્મપ્રતારક–ઠગારા શબ્દો માત્ર છે. વાસ્તવિક રીતે તેમાંનું કંઇ નથી કેમકે પ્રાણ–પ્રતિષ્ઠા તો ત્યારે થાય કે જો મૂર્તિમાં પ્રથમથી ઇશ્વર વિદ્યમાન ન હોય ! ઇશ્વર તો સર્વવ્યાપક હોવાથી તેને કયાંય આવવાનું, પ્રતિષ્ઠિત થવાનું કે જવાનું–**વિસર્જન** થવાનું રહેતું નથી. આવાગમન એ સાકાર પદાર્થો માટે છે, નિરાકાર–સર્વવ્યાપક પદાર્થો માટે તે સંભવિત નથી. એટલે જ્યાં પ્રાણ–પ્રતિષ્ઠા નથી ત્યાં દેવ–કલા શી ? અને દેવ–કલા વિનાની મૂર્તિ કે તેની પૂજા શી ? તેનો અર્થ શું ? નર્યા ધતિંગ વિના બીજું કંઇ નથી !

આગળ ઉપર એ વિદ્વાન્ દેવી ભાગવતનો શ્લોક રજુ કરી જણાવે છે કે "જ્યાં સુધી આંતરપૂજા એટલે માનસપૂજા કરવાનો અધિકાર પ્રાપ્ત થયો નથી ત્યાંસુધી જ આ બાહ્ય પૂજાનો આશ્રય કરવો, અને અધિકાર પ્રાપ્ત થાય કે તુર્ત જ તેનો ત્યાગ કરવો: તથા પ્રગલ્ભ સ્થિતિ મનને પ્રાપ્ત થતાંજ મૂર્તિનો ત્યાગ કરવો જોઇએ."

ખરી રીતે આ વિચારક મનમાં તો ખુબ સમજતા લાગે છે કે મૂર્તિપૂજા એ કેવળ ધર્તિંગ છે, પણ પૂર્વના સંસ્કારો અથવા અંધશ્રદ્ધાથી ઉપર ઉઠી શકતા નથી એમ પ્રતીત થાય છે, માટે મૂર્તિપૂજાનો સ્પષ્ટ વિરોધ ન કરતાં મનની પ્રગલ્ભ સ્થિતિ પ્રાપ્ત થતાં ત્યાગ કરવાનું જણાવે છે ! અલબત્ત, એ છેક Orthodox તો નથી જ; અને એ માટે એઓ ધન્યવાદને પાત્ર છે, કેમકે અમુક સ્થિતિએ પહોંચ્યા પછી મૂર્તિપૂજાનો ત્યાગ સ્વીકારે છે. જો મૂર્તિમાં દેવ-કલાજ હોય તો પછી તે ગમે તે ઉચ્ચ કક્ષાએ પહોંચ્યા પછી એ શા માટે છોડવી જોઇએ, એનો પ્રત્યુત્તર તેમણેજ આપવો જરૂરી છે. જો મૂર્તિમાં પ્રાણ પ્રતિષ્ઠાદ્વારા દેવ-કલા આવતી જ હોય તો કોઇપણ સ્થિતિમાં મૂર્તિપૂજાનો ત્યાગ ઇષ્ટ ન જ ગણાય. પણ મનની પ્રગલ્ભ સ્થિતિ થાય એવી શબ્દજાળની પાછળ જ મૂર્તિપૂજાનું રહસ્ય છૂપાયું છે કે એ મૂર્તિપૂજા સર્વથા ત્યાજ્ય છે ! !

બીજો પણ મારો પ્રશ્ન છે કે મૂર્તિપૂજા કરનારા સદસાવધિ માણસો દૂર્ભાગ્યે ભારતવર્ષમાં ચોતરફ પડ્યા છે. તેમાંથી આજ સુધી એવો એક પણ મનુષ્ય 'મનની પ્રગલ્ભ સ્થિતિ'એ પહોંચી મૂર્તિપૂજાનો ત્યાગ કરનારો નીકળ્યો છે ખરો ! સેંકડો વર્ષમાંયે એવો એકે દાખલો બન્યો છે, જેણે મૂર્તિપૂજા દ્વારા મનની પ્રગલ્ભતા સંપાદિત કરી "નિર્ગુણ ઉપાસના કરવા જેટલી મનની પ્રગતિ" કરી હોય ? હોય તો મને જણાવજો, જેથી તેનાં દર્શન કરી તેની પાસેથી તેમણે મેળવેલી 'મનની પ્રગતિ'ની ખાત્રી કરી શકાય, અને એ પ્રગતિમાન્ કેવા છે તે અનુભવી શકાય। મારા વિચારાનુસાર મૂર્તિ દ્વારા કોઇએ એવી સ્થિતિ પ્રાપ્ત કરી હોય એ શક્ય નથી, તો સેંકડો વર્ષની વ્યર્થ પૂજાનો

અર્થ શું? અને જેમણે ન કરી તેમને હાનિ શું? હા, એવાં ગપ્પાં મારનારા ઘણા મળશે, કે મૂર્તિપૂજાથી મન એકાગ્ર થાય છે, પણ એ વાત જ શક્ય નથી. કેમકે મન તો મૂર્તિના વિવિધ અંગઉપાંગોમાં દોડતું હોય છે એટલે તેને ધ્યાન કે એકતાનતા સાધતી જ નથી. કેમકે ધ્યાન વિષે તો દર્શનશાસ્ત્રકારનો મત છે કે—

ध्यानं निर्विषयं मनः—મન જ્યારે નિર્વિષય થઈ જાય ત્યારે તેનું નામ ધ્યાન કહેવાય. જ્યારે મૂર્તિમાં ધ્યાન સંભવિત જ નથી; કેમકે મૂર્તિ એ પોતે વિષય છે, અને તેની પૂજા-અર્ચના કરવી તેનાથી નિર્વિષય કેમ થઇ શકાય? સાકાર-પૂજામાં મૂળ વાંધો જ એ આવે છે કે સાકાર-પૂજાથી ધ્યાન જ થતું નથી, પછી એકાગ્રતાની વાત કરવી એ કેવળ દંભ વિના બીજું શું હોઈ શકે?

દેવી ભાગવતનું પ્રમાણ વક્તાએ આપ્યું, તો હું એ મૂર્તિ-પૂજા વિષે શ્રીમદ્‌ભાગવતનું પ્રમાણ રજુ કરું, જેનો તેઓ ખૂબ મનનપૂર્વક વિચાર કરે.

यस्यात्मबुद्धिः कुणपे त्रिधातुके
स्वधीः कलत्रादिषु भौम इज्यधीः।
यत्तीर्थबुद્ધિः सलिले न कर्हिचित्
जनेष्वभिज्ञेषु स एव गोखरः॥
ભા. ૬. ૨૬. ઉ. અ. ૮૪ શ્લો. ૧૩

અર્થ—ત્રિધાતુ-વાત, પિત્ત અને કફ-થી બનેલા શરીરમાં જે આત્મબુદ્ધિ કરે છે, સ્ત્રી આદિમાં સ્વબુદ્ધિ, પૃથ્વીમાંથી બનેલી

મૂર્તિઓમાં જે પૂજ્ય-બુદ્ધિ અને પાણીમાં તીર્થબુદ્ધિ ક્યારેય પણ જે કરે છે તે ગોખર અર્થાત્ ગાયોનો ચારો લઇ જનાર ખર-ગધેડો છે!

વાચકો મને માફ કરે. આ મારું કથન નથી, મૂર્તિપૂજકોના મહામાન્ય ગ્રંથ ભાગવતનું કથન છે, એટલે આમાં મૂર્તિપૂજકોને તથા નદી વગેરેમાં તીર્થબુદ્ધિ કરનારને 'ગધેડા' કહેવાયું હોય તો હું તદ્દન નિર્દોષ છું। સૂર્ય, ચંદ્ર, જળ, આકાશ આદિની ઉપાસના પણ પરમાત્માથી ભેદ કરનારી છે, એમ શ્રીમદ્ભાગવત નીચેના શ્લોકમાં સાફ જણાવે છેઃ—

> नाग्निर्न सूर्यो न च चन्द्रतारका,
> न भूर्जलं खं श्वसनोऽथ वाङ्मनः।
> उपासिता भेदकृता हरन्त्यघं,
> विपश्चितो घ्नन्ति मुहूर्तसेवया।

—સૂર્ય, ચંદ્રાદિની ઉપાસના ઇશ્વરથી ભેદ કરનારી છે, તથા પાપનો નાશ કરનાર નથી. પણ વિદ્વાનોની સેવા જ પાપનાશિની છે. અનેક મૂર્તિપૂજકો પાપના નાશ માટે પણ મૂર્તિની પૂજા કરે છે. અમુક પાપ-કે દોષ થયો હોય તો અમુક પ્રકારની પૂજા તથા માનતા અને અમુક ભેટના ચડાવા થતા રોજ નિહાળીએ છે, તેમને માટે ઉપલો શ્લોક વિચારણીય છે. શ્રીમદ્ભાગવત સ્કંધ ૧૦માં એ જ ભાવનું લખ્યું છે કેઃ—

> नाम्मयानि तीर्थानि न देवाः मृच्छिलामयाः।
> ते पुनन्त्युरु कालेन दर्शनादेव साधवः॥

અર્થ—પાણીવાળા તીર્થો નથી હોતા, માટી કે પત્થરની મૂર્તિઓ દેવો નથી. દીર્ઘકાલમાં પણ એ પવિત્ર કરી શકતા નથી. સાધુ મહાત્માઓના દર્શનથી પવિત્ર થવાય છે.

સંત તુકારામ મહારાજ પણ એ જ વાત નીચેના અભંગમાં જણાવે છેઃ—

**उदकमय तीर्थे नव्हे जाण। मृतिका पाषाण देव नव्हे॥**
**जीव चेतनासी चेतनची देव। संत स्वयमेव देव खरे॥**

આગળ ઉપર સંત તુકારામ મહારાજ મૂર્તિપૂજા વિરુદ્ધ એક બહુ ભારે દલીલ આપે છે કે બાળકને જેમ જ્ઞાન માટે તેના કરતાં મોટો અને વિદ્વાન્ અધ્યાપક યોગ્ય છે, તેમ ચેતન જીવને જ્ઞાન માટે તેના કરતાં મોટો 'દેવ' ચેતન જોઈએ—તુકારામ મહારાજ વિદ્વાનને 'દેવ' માને છે—જડ મૂર્તિને નહિ। યથા—

दगडाचा पंतोजी सांगेनाचि ज्ञान।
कल्पांतिही जाण बालकासी॥
तसे या जीवासी ज्ञान पावावया।
त्याहूनि श्रेष्टतया पाहिजे देव॥

પત્થરનો માસ્તર-ગુરુ કલ્પાંત કાળે પણ બાળકને કદિ જ્ઞાન આપી શકે નહિ. તેમ આ જીવને જ્ઞાન મળવા માટે તેના કરતાં પણ મોટો અને કોઈ ચેતન દેવ જોઈએ. (સંત-સાધુપુરુષો એ ખરા દેવ છે એમ ઉપલા અભંગમાં જણાવ્યું છે.)

કહેનારાઓ કહે છે કે મૂર્તિપૂજાથી અનેક ફાયદા થાય છે, પણ કસોટીએ કસતાં એક પણ ફાયદો સાચો ઠરતો નથી. પ્રત્યુત અનેકગણા ગેરફાયદાઓ થાય છે, જે હું કહું તેના કરતાં સંત તુકારામ મહારાજને કહેવા દઉં તો વધુ સારું.

दगडाचे देव पूर्वी नव्हते जाण।
जन अज्ञान झाले जेव्हां॥

तेव्हां कविजनें दगड मांडिले ।
जनासि नाडिलें पोटा साठीं ॥

પહેલાં પત્થરના દેવો ન હતા. જ્યારે માણસો અજ્ઞાની થતા ગયા, ત્યારે કવિઓએ પત્થર મંડાવ્યા અને પોતાના પેટની વ્યવસ્થા કરાવી !

પત્થર–પૂજાએ પેટભરાઓનો ધંધો છે, એમ આમાં જણાવી આગળ કહે છે:—

शेंदुर लाउनिया धोंडा । पाया पडती पोरें रांडा ॥
त्याच्या पुढे जीव वधिती । विना अपराधे मारिती ॥
सजांव तुलसी तोडिती । निर्जिव दगडा वाहती ॥
वेल तोडूनिया मूढ । लिंग पूजिती दगड ॥
जीव पायाखाली तुडविती । पिंपळा प्रदक्षिणा घालिती ॥
वृक्षा वडाचा पुजिती । योग्यपति उपेक्षिती ॥

* * *

देवी खंडोबासीगेला । जीव तेथेंहि वधिला ॥
फरी फंदोरी येउनी । मारी पशूंच्या दावनी ॥
मांस खाउनी मद्यपिति । नांच देवाचें करिती ॥
रास पूजा हि करिती । जिव मारुनि पोट भरिती ॥
दुष्ट करिती चांडालकर्म । ह्मणती आमुचा कुल धर्म ॥
पाप करुनि पुण्य मानिती । असत्याचे सत्य ह्मणति ॥
करुनि अधर्म । केला ह्मणती स्वधर्म ॥
ऐसे मूढ जीव भुलले । तुका ह्मणे मार्ग चूकले इत्यादि ।
(સંત વચન સુધા)

—પત્થરોને સીંદૂર ચોપડી, છોકરાંઓ તથા રાંડો તેને પગે પડશે. તેની પાસે જીવહત્યા વગર અપરાધે કરશે. ચેતનતુલસી તોડી, જડ પત્થરને ધરશે. ફળફુલ તોડી પત્થરના લિંગની પૂજા કરશે. જીવોને પગ નીચે છૂંદી પિંપળાના ઝાડની પ્રદક્ષિણા કરશે. વડલાના ઝાડને પૂજશે પણ પોતાના યોગ્ય પતિની ઉપેક્ષા કરશે!

* * *

ખંડોબાની યાત્રાએ જઈ ત્યાં પણ પશુ વધેરશે. માંસ ખાઈ દારૂ પીશે અને નામ તો દેવ–યાત્રાનું આપશે! રાસપૂજા કરશે, અને જીવહત્યા કરી પેટ ભરશે. દુષ્ટ ચાંડાલનાં કુકૃત્યો કરશે, અને કહેશે કે એ અમારો કુળ ધર્મ છે! પાપ કરી પુણ્ય માનશે અને ખોટા કર્મને સાચું કૃત્ય ગણશે. અધર્મ કરી સ્વધર્મ કર્યો એમ માનશે. એવા મૂઢ જીવો ખરો રસ્તો ભૂલ્યા છે અને માર્ગ ચૂકી ગયા છે એમ સંત તુકારામ કહે છે!!

अचेतनमयोग्यं च तथैवातात्त्विकं च यत् ।
नोपासीत्परोऽनर्थः स्यात्तथोपासनाकृतः ॥

(સર્વમૂલ પૃ. ૬૨૦)

એમ છાંદોગ્ય ભાષ્ય (૭/૨)માં માધ્વાચાર્ય જણાવે છે.

## શાસ્ત્રકારોનો સિદ્ધાંત :

વક્તા જણાવે છે કે "સામાન્ય લોકનાં મન ઉચ્ચ સ્થિતિ પામેલાં હોતાં નથી, અને તેમને નિરાકાર ઈશ્વરનું આકલન કરવું અશક્ય હોય છે. માટે તેમના મનની સ્થિરતા ખાતર સાકાર મૂર્તિની યોજના શાસ્ત્રકારોએ કરેલી છે; પરંતુ તે ગૌણ પક્ષ છે, એ વાત શાસ્ત્રકારો ભૂલી ગયેલા નથી." સામાન્ય લોકોના મનની સ્થિતિ અને તે માટે મૂર્તિપૂજા વિષે કું અગાઉ જણાવી ગયો

શું કે સામાન્ય લોકોના મનની સ્થિતિ ઉચ્ચ થવા માટે મૂર્તિપૂજા એ સાધન નથી; પણ અવરોધ–Hindrence માત્ર છે, અને નિરાકાર ઇશ્વરનું આકલન તેમને (સામાન્ય) માટે અશક્ય હોય, તે માટે તો તેમના પૂર્વના જન્મના સંચિત જવાબદાર ગણાવા જોઇએ. તે માટે કંઇ નિરાકાર ઈશ્વરને સાકાર મૂર્તિમાન બનાવવો એ કયનો ન્યાય ? જીવ પોતાના પાપના બળે જ્ઞાનવાન્ ન થાય, માટે ઇશ્વરે નિરાકારત્વનો પોતાનો સ્વભાવ છોડી સાકારત્વને અંગિકાર કરવું ? અને એવી યોજના શાસ્ત્રકારો કરે ? તેવી યોજના કરનારા ખરી રીતે શાસ્ત્રકારો નથી, હા, પુરાણકારો છે ( અને પુરાણો વ્યાસ મહર્ષિએ બનાવ્યા નથી એમ હું માનનાર છું. ) પણ આ પુરાણકારો કેવા શાસ્ત્રકારો છે, જેની પ્રસાદી હવે પછી આપીશ, જેથી વાચકો જોશે કે પુરાણકારો એ 'શાસ્ત્રકાર' શબ્દોને લાયકજ નથી. શાસ્ત્રકારો તો આરણ્યક–ઉપનિષદ્–દર્શન ગ્રંથકારો ગણી શકાય, અને તેવા શાસ્ત્રકારોએ ક્યાંય નિરાકાર ઇશ્વરનું આકલન સામાન્ય માણસો ન કરી શકે માટે ઇશ્વરે સાકારત્વ સ્વીકારી મૂર્તિમાં દેવ–કલા રૂપે આવવું એવી જબરજસ્તી ચલાવી હોય, તો વક્તાએ તે શાસ્ત્રકારોના પ્રમાણો રજુ કરવા, જેથી તે પર વિચાર–વિમર્શ થઇ શકે. કેવળ 'શાસ્ત્રકારો'નું નામ આપી જનતામાં બુદ્ધિ, વિભ્રમ ઉત્પન્ન કરવો સજ્જનને માટે યોગ્ય નથી. ભગવાન શ્રીકૃષ્ણે 'ગીતામાં' એટલા માટે જ ગાયું છે કે :—

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम्

પૃષ્ઠ છઠ્ઠા પર વક્તા જણાવે છે કે " મને લાગે છે કે મૂર્તિપૂજાનો એકદમ ત્યાગ કરવામાં આવે અને પ્રકાશસ્વરૂપી ઈશ્વરનું ધ્યાન બને નહિ એવી કઢંગી સ્થિતિ પ્રાપ્ત થાય તો " ततोभ्रष्टः " અને

'**ततोभ्रष्टः**' એવી સ્થિતિ ઉત્પન્ન થશે. તેના કરતાં **ધીમે** ધીમે, પગથિયે, પગથિયે પોતાની માનસિક સ્થિતિ સુધારવી, **અને** ત્યાં સુધી ગમે તે મૂર્તિની પૂજા આપણે કરતા હોઇએ તો પણ બધી મૂર્તિઓ સરખી છે અને બધી મૂર્તિઓમાં એકજ ઈશ્વરનો અંશ છે, એ વાત ભૂલવી નહિ."

મૂર્તિપૂજાનો ત્યાગ કરતાં, અને વ્યકિતગત નિર્બળતાથી ખરા બ્રહ્મનું ધ્યાન ધરી ન શકવાથી જો **ततोभ्रष्ट स्ततोभ्रष्ट** થવાનું હોય તો તે ઇષ્ટાપત્તિ છે. પણ જે ઇશ્વર નથી, તેને ઇશ્વર ઠાકી મૂર્તિપૂજા દ્વારા ઇશ્વરનો ઉપહાસ કરવાના પાપમાંથી બચી જવાશે. **પૂણ્ય** ન કરી શકાય તો હરકત નહિ પણ પાપ ન થાય તોએ **ઇષ્ટ છે.**

હું અગાઉ જણાવી ગયો છું કે મૂર્તિપૂજા એ સાધન નથી. તેમ ઇશ્વર પ્રાપ્તિનું પગથિયું પણ નથી. અને તેથી માનસિક સ્થિતિ સુધરી શકતી નથી. મૂર્તિપૂજા તો એક અંધારો કૂવો છે, જેમાં એકવાર પડ્યા પછી કદી કોઇ બહાર નીકળી શકતો **નથી**, એમ દેવીભાગવત પોકારી પોકારીને કહે છે.

યથાઃ—**ज्ञात्वा सुरांस्तव वशा नसुरार्दितांश्च,**
**ये वै भजन्ति भुविमावयुता विभग्नान् ।**
**धृत्वाकरे सुविपुलं खलु दीपकं ते,**
**कूपे पतन्ति मनुजा विमलेऽतिघोरे ॥ ५-९-१३**

અર્થઃ—જ્યારે જાણે છે કે સર્વ દેવતા તારા વશમાં છે, અને અસૂરો દ્વારા પીડાએલા તારા શરણમાં આવે છે; છતાં પણ આ ભગ્ન થયેલા દેવતાઓમાં પરમાત્માની ભાવના કરી જે તેમને પૂજે છે, તે હાથમાં મશાલ સળગાવી અંધકારમય–અતિઘોર કૂવામાં પડે છે ! લ્યો, મહારાજ ! એક તો ધન અને સમયનો

લોગ આપી મૂર્તિઓની પૂજા કરવી અને ઉલટું અંધકારમય કૂવામાં પડવું એ ક્યાંની બુદ્ધિમાની? અને જે બ્રહ્મા, વિષ્ણુ મહેશ, ચંદ્ર, અગ્નિ, વાયુ, ગણેશ વગેરે દેવોની મૂર્તિની પૂજા કરે છે, તેને દેવી ભાગવત સ્કંધ ૫માં "વિમૂઢ" કહ્યા છે.

યથાઃ—येवा स्तुवन्ति मनुजा अमरान् विमूढाः
मायागुणैस्तव चतुर्मुखविष्णुरुद्रान् ।
शुभ्रांशुवन्हियमवायुगणेशमुख्यान्
किं त्वामृते जननि! ते प्रभवन्ति कार्ये? ॥ ५-१६

—જે તારી માયા-જાળમાં ફસીને મૂઢ માણસ બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ચંદ્ર, અગ્નિ, યમ, વાયુ, ગણેશ આદિ પ્રધાન પ્રધાન દેવોની પૂજા કરે છે, તે પણ મૂર્ખ છે. તારી શક્તિ વિના હે જનનિ!—દેવિ! એ દેવતાઓ શું કંઇ પણ કરી શકે છે? અર્થાત્ નહિ; માટે તેમને પૂજવા નહિ. આગળ ઉપર એ પણ જણાવ્યું છે કે સૂર્ય, અગ્નિ આદિને પૂજનારા મુનિ લોકો હોય તો પણ તેમણે વેદને ભણીને કંઈ સાર જાણ્યો નથી, અને નર્કમાં જશે.

યથાઃ—सूर्याग्निसेवनपराः परमार्थतत्वं
ज्ञातं न तैः श्रुतिशतैरपि वेदसारम् ॥

વક્તાના જણાવ્યા મુજબ બધી મૂર્તિઓ એક સરખી તથા એકજ ઇશ્વરના અંશવાળી છે, તો તેમના 'શાસ્ત્રકાર' નીચે મુજબ દેવોની નિંદા કેમ કરે છે?

યથાઃ—शप्तो हरिस्तु भृगुणा कुपितेन कामं
मीनो बभूव कमठः खलु सूकरस्तु ।

पश्चान्नृसिंह इति यश्छलकृद्धरायां
तान् सेवतां जननि ! मृत्युभयं न किंस्यात् ? ।
दे. भा. ३–५–१६

—અર્થાત્ જે હરિ–વિષ્ણુએ કોપિત ભૃગુના શાપને લીધે મત્સ્ય, કાચબો, વરુણ અને નૃસિંહનું રૂપ ધારણ કર્યું અને પછી વામન બની સંસારમાં છલ–કપટ કર્યા એ વિષ્ણુના અવતારોની જે ભકિત કરે તેને મૃત્યુનો ભય હે જનનિ ! કેમ ન હોય ?

शंभोः पपात भुवि लिंगमिदं प्रसिद्धं
शापेन तेन च भृगोर्विपिने गतस्य ।
तं ये नराः भुवि भजन्ति कपालिनं तु
तेषां सुखं कथ मिहापि परत्र मातः ॥ दे. भा. ३-५-१९

—અરણ્યમાં ( મુનિઓની અનુપસ્થિતિમાં ઋષિપત્નીઓને પાવન કરવા ! ) ગયેલા શંકર મહારાજનું લિંગ ભૃગુ ઋષિના શાપથી જમીન પર તૂટી પડયું, એવા કપાલી–શંકરને જે નરો ભજે છે, તેને હે માતા ! આ સંસારમાં કે પરલોકમાં ક્યાંથી જ સુખ મળે ? જો સર્વ દેવોની મૂર્તિઓ સરખી પૂજ્ય હોય તો તમારા માનેલા મહાન્ 'શાસ્ત્રકારો' તે વિષે પ્રચંડ મતભેદ અને નિંદા કેમ ધરાવે છે?

શિવપુરાણમાં જણાવ્યું છે કે એકવાર વિષ્ણુજી સૂતા હતા અને તેમને મળવા બ્રહ્માજી પધાર્યા ત્યારે વિષ્ણુએ તેમનો સત્કાર ન કરવાથી બ્રહ્માજી બોલ્યા કેઃ—

आगतं गुरूमाराध्यं दृष्ट्वा यो दृप्तवदाचरेत् ।
द्रोहिणस्तस्य मूढस्य प्रायश्चित्तं विधीयते ॥
...વિદ્યેશ્વરી સંહિતા અ. ૬ શ્લો. ૪

—આરાધ્ય ગુરુ આવે અને કોઈ અભિમાની તેનો આદર ન કરે તો એ મૂઢ અને દ્રોહીને માટે શાસ્ત્રમાં પ્રાયશ્ચિત જણાવ્યું છે.

એ સાંભળી વિષ્ણુ બોલી ઉઠયા કે મારી નાભીમાંથી તો હે બ્રહ્મા તું પેદા થયો છે, એટલે મારો દિકરો થઈને આમ બડબડાટ કરે છે? એ પરથી વિષ્ણુ કહે કે હું પરમાત્મા અને બ્રહ્મા કહે કે હું ભગવાન્! બેઉ મારામારી કરવા તૈયાર થઇ ગયા!!

યથાઃ—मन्नाभिकमलाज्जातः पुत्रस्त्वं भाषसे वृथा।
अहमेव वरो न त्वं अहंप्रभुरहंप्रभुः॥
परस्परं हंतुकामौ चक्रतुः समरोद्यमम्!! ६-९

ભવિષ્ય પુરાણના બ્રાહ્મપર્વમાં શિવજી હતપ્રભ બની જાય છે. એકવાર બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણેયમાં આપસમાં ઝઘડો થતાં શિવ કહેવા લાગ્યા કે હું જ સૃષ્ટિકર્તા છું, વિષ્ણુ ભગવાન કહે છે કે મેં જ સંસાર બનાવ્યો છે, અને બ્રહ્માજીએ પણ દાવા સાથે કહ્યું કે તમે બેઉ શિવ–વિષ્ણુ–જુઠ્ઠા છો, ખરી રીતે સંસાર તો મેં એકલે જ ઉત્પન્ન કર્યો છે! એવી રીતે—

एवं तेषां प्रवदन्तां क्रुद्धानां च परस्परं
समाविशत्तथाऽज्ञानं तमो मोहात्मकं विभो!

—જ્યારે તેઓ આપસમાં લડવા લાગ્યા, ત્યારે તેમને મહામોહ નામનું ભારે અજ્ઞાન પેદા થયું અને શિવજી કહેવા લાગ્યા કે કૃષ્ણ, તું કયાં છે? બ્રહ્માજી પણ કયાં ગયા છે? તમને ઉભયને હું કયાંય જોતો નથીઃ—

कृष्ण! कृष्ण महाबाहो! कगतस्त्वं महामते!
ब्रह्मा च कगतो वीर, नाहं पश्यामि वां कचित्!!

એ સાંભળીને કૃષ્ણ-વિષ્ણુ કહેવા લાગ્યા કે હે શિવ ! હું જાણતો નથી કે આપ ક્યાં છો ? મારૂં ચિત્ત પણ અત્યંત અજ્ઞાનમાં ડૂબ્યું છે.

**भीम, भीम ! न जानेऽहं क्व भगवान् वर्तते ऽधुना !**
**ममापि मोहितं चेत : तमसातीव शंकर ! ॥**

બ્રહ્માજીની પણ એ જ દશા થઇ અને બોલી ઉઠયા—

**न श्रृणोमि नपश्यामि निद्रावशमहं गतः**

આમ પરસ્પર દેવતાઓ લડી પડે છે, એકબીજાની નિંદા કરે છે, પોતે જ સૃષ્ટિકર્તા અને બીજા જુઠું બોલનારા. પોતે પિતા અને બીજો પુત્ર ઇત્યાદિ પ્રલાપ કરનારા અને મોહવશ થનારા કદી સરખા ગણાઇ શકાય ખરા ? એ મૂર્તિઓ ભિન્નભિન્ન છે, અને મૂર્તિપૂજકો તેમાં વિશિષ્ટ દેવની કલ્પના કરીને વિભિન્ન રૂપે જ પૂજે છે, અને પોતાના દેવ વિના બીજા તમામ દેવોની નિંદા (પુરાણો એ માટે જવાબદાર છે; કેમકે દરેક પુરાણકાર પોતાનો દેવ એટલે પ્રભુ અને સૃષ્ટિકર્તા અને ઇતર સર્વે દેવો તેના દાસ-સેવક અને સંતાનાદિ !) કરી પોતાનો નિર્વાહ ચલાવવાનો સ્વાર્થમય **ધંધો** લઈ બેઠા છે ! એ મારૂં કથન નથી. નીચલો શ્લોક એ ભાવ બતાવે છે કે આ ઘોર કળિયુગમાં પુરાણોના બનાવવાવાળા ધૂર્ત-ચતુર લોકોએ શિવ, બ્રહ્મા, વિષ્ણુ આદિની પૂજા પોતાનું પેટ ભરવા ચલાવી છે.

યથાઃ—**प्राप्ते कलावहह दुष्टतरे च काले**
**नत्वां भजन्ति मनुजा ननु वञ्चितास्ते ।**
**धूर्तैः पुराणचतुरै हरिशंकराणां**
**सेवापराश्च स्वहितास्तव निर्मितानाम् ॥**

એથી પુરાણો વ્યાસજીએ બનાવ્યાં નથી, પણ કળિયુગમાં સ્વાર્થી મનુષ્યોએ પોતાનું પેટ ભરવા બનાવ્યાં છે, એ પણ સ્પષ્ટ થયું અને આવા પુરાણકારો કદાચ વક્તાના અભિપ્રાય મુજબ 'શાસ્ત્રકારો' છે ! હજી આગળ ઉપર વક્તા પુનઃ ફરમાવે છે કે "ગમે તે મૂર્તિઓ હોય તો પણ તે એક જ ઇશ્વરની જુદીજુદી વિભૂતિઓ છે, નહિ કે ઇશ્વર જુદાજુદા છે." મહેરબાન વક્તા સાહેબ ! એક જ ઇશ્વરની વિભૂતિઓ પરસ્પર લડાઈખોર અને નિંદાખોર સંભવી શકે ખરી ? ઉપર ઉધ્ધૃત કરેલા પ્રમાણોથી આપે કબુલ કરવું રહ્યું કે એ વિભૂતિઓ તો પરસ્પર ઝઘડા કરનારી અને મારામારી કરનારી છે, તો એવી વિભૂતિઓની જાળને છોડી મૂળ ઈશ્વરને કાં ન પકડવો, કે જેથી આ ઝઘડાનો જ અંત આવી જાય ? પણ અંધશ્રદ્ધા એ પણ એક ચીજ છે, જે દુરાગ્રહને છોડવા ન જ દે. અસ્તુ.

દેવી ભાગવત સ્કંધ ૪ અધ્યાય ૧૩માં જણાવ્યું છે કેઃ—

> हरि ब्रह्मशचीकान्तः तथान्ये सुरसत्तमाः ।
> कामक्रोधाग्निसंतप्ताः लोभोपहतचेतसः ॥
> आर्यत्वं भुवनेष्वेषुस्थितं कुत्र मुने वद ।
> वचनं कस्य मन्तव्यं मुपदेशधियानघ ॥

બ્રહ્મા, વિષ્ણુ, ઇન્દ્ર અને બીજા દેવો સુદ્ધાં કામ ક્રોધાગ્નિથી સંતપ્ત હોઇ લોભયુક્ત ચિત્તવાળા છે ત્યાં હે મુનિ ! આ ભુવનોમાં આર્યત્વ પછી ક્યાં રહ્યું; અને ઉપદેશ માટે કોનું વચન માનવું ?

તેના ઉત્તરમાં જણાવે છે કે—

> किं विष्णुः किं शिवो ब्रह्मा मघवा किं बृहस्पतिः
> देहवान् प्रभवत्येव विकारैः संयुतस्तदा ॥

**रागी विष्णुः शिवो रागी ब्रह्मापि रागसंयुतः ।**
**रागवान् किमकृत्यं वै न करोति नराधिप ? ॥**

—બ્રહ્મા શું કે શિવ શું, વિષ્ણુ શું કે બૃહસ્પતિ શું ? જે દેહવાન્ હોય તે હંમેશાં વિકારોથી સંયુક્ત હોય. વિષ્ણુ, શિવ, બ્રહ્મા એ બધા રાગ સંયુક્ત છે, અને હે નરનાથ ! જે રાગવાન્ હોય તેનાથી શું શું અકૃત્યો ન થાય ?

આમ વક્તાએ માન્ય ગણેલા 'શાસ્ત્ર'માં જ વિવિધ દેવોની નિંદા ભરી પડી છે, અને બીજા પુરાણો કે ઉપપુરાણોની સાક્ષી લેવા બેસીએ તો પોથાઓ પરસ્પરની નિંદાથી ભરાય. વાસ્તવિક રીતે પુરાણો જ પરસ્પરની નિંદાના પોથારૂપ છે; જે તટસ્થ વાચકને સ્વાધ્યાયાંતે જણાઇ આવશે. અહિં તો વાનગી માત્ર આપી છે ! એટલે સ્થાલીપુલાક ન્યાયે આટલાથી વાચકો સ્વતંત્ર મત બાંધી શકશે. વક્તા મહાશય જો સર્વ દેવોને એક જ વિભૂતિ માનતા હોય તો તેમણે પ્રથમ સર્વ પુરાણોનો નાશ કરવો ઘટે, અથવા તેમનો સંપૂર્ણ બહિષ્કાર પોકારવો ઉચિત છે. કેમકે જ્યાં સુધી પુરાણો વિદ્યમાન ત્યાં સુધી આ પુરાણો સર્વ દેવોને એક જ ઇશ્વરની વિભૂતિ માનવા કોઈ કાળે આપવાના નથી; કેમકે દરેક પુરાણને પોતાનો જ દેવ તે પરમેશ્વર અને બાકીના 'બધાં' તેની 'વિભૂતિ' આમ પૂર્વગ્રહ થયેલ છે, અને પુરાણો 'ધર્મશાસ્ત્રો' તરીકે જ્યાં સુધી વિદ્યમાન રહેશે, ત્યાંસુધી કમમાં કમ ભારતવર્ષમાંથી ધાર્મિક ઝગડા કોઈ કાળે નાશ પામવાના નથી; કેમકે પુરાણોમાં ઇતર દેવોની પેટ ભરી જે નિંદા કરાઇ છે,–તે અન્ય પંથવાળાઓ કેમ સાંખી શકે ? એટલે ઝગડાનું મૂળ કોઈ હોય તો આ પુરાણોની પોપજાળ જ છે, માટે તેનું યથોચિત છેદન કરવું

ધરે છે. પુરાણોને માન્ય ગણી, લોકોને ઝઘડા ન કરવા કહેવું એ અગ્નિને હાથમાં લઇ હાથને ન દાઝવાની શિખામણ આપવા સમાન છે. **विद्वाँस एव प्रमाणमत्र ।** આગળ ઉપર આદ્ય શંકરાચાર્યે 'પંચાયતન દેવતા'ની યોજના કરી, એમ જણાવ્યા બાદ વક્તા કહે છે કે " એ પાંચ દેવતાઓમાં ઘણાખરા દેવતાનો સમાવેશ થઈ જાય એમ કર્યું હતું. તે પાંચ દેવો એટલે શિવ, વિષ્ણુ, સૂર્ય, દેવી તથા ગણપતિ, " અને પછી તે પાંચ દેવતાઓમાં હિન્દુઓમાં પ્રચલિત મુખ્ય મનાતા દેવોનો સમાવેશ કરવામાં આવ્યો છે; પણ મને તો એક શંકા રહી જાય છે, કે હિન્દુઓના દેવો જ દેવતા છે કે ઈસ્લામી ખ્રિસ્તિ, પારસી, યહુદિ આદિઓના પણ દેવો દેવતા છે? હિન્દુઓના દેવો દેવતા હોય, તો ઇતર મતવાળાઓના દેવો દેવતા કેમ ન ગણાય તેમાં કંઇ કારણ નથી; કેમકે ધર્મ વિષે વિચાર કરવા બેઠા; એટલે કેવળ હિન્દુ ધર્મનો વિચાર શા માટે કરવો? મૂર્તિપૂજાનું રહસ્ય સમજાવવા બેઠા, પછી હિન્દુ ધર્મમાં મનાતી મૂર્તિપૂજાનો જ સંકુચિત વિચાર શા માટે રાખવો? ઇસાઇઓ, બૌદ્ધો આદિની પણ મૂર્તિપૂજાનો સમાવેશ કાં ન કરવો? અને જો તે સમાવેશ પણ વક્તાને ઇષ્ટ હોય, તો મારો પ્રશ્ન છે કે 'અલ્લાતાલા'નો સમાવેશ આ 'પંચાયત દેવતા'ના કયા દેવતામાં વક્તા કરવા ધારે છે? તેમજ બુદ્ધાવતારનો સમાવેશ કયા દેવતામાં કરવા માગે છે? પેગંબરો, નબીઓ અને ઇસાનો સમાવેશ કયા દેવતામાં કરવા ધારે છે તે જણાવશે ખરા?

મૂર્તિપૂજાનું પોગળ તો જુઓ! મૂર્તિપૂજકો ચોવીસ અવતારો માને છે. અને એ અવતારોમાં બુદ્ધદેવને પણ ઇશ્વરનો અવતાર માને છે, જે બુદ્ધને હિંદુઓ 'નાસ્તિક' ગણે છે! જે ઇશ્વરનો જ

બહિષ્કાર કરનારો હોય તેને જ ઈશ્વરનો અવતાર માનવાવાળા-ઓની બુદ્ધિ ઉપર હિમાલય પહાડ જ પડયો છે એમ સખેદ માનવું પડે છે. મૂર્તિપૂજકોએ ભારે વિટંબણા ચલાવી છે અને ઈશ્વરને એક 'મજાક' (મખોલ)નું સાધન માત્ર બનાવી દીધો છે કે તે એક Elestic પદાર્થ છે, જેને જેમ ફાવે તેમ ખેંચે, તે બાપડા પરમેશ્વરે તે મુજબ ખેંચાવું રહ્યું !! ધન્ય છે એ મૂર્તિપૂજકો અને એ મૂર્તિપૂજાના રહસ્ય સમજાવનારા પંડિતોને, જેમની કૃપાથી વિરોધાભાસના તાદશ ઉદાહરણો કાવ્યાભ્યાસીને ઉપયોગી થઇ પડશે !!! આગળ ચાલતાં વક્તાને 'પંચાયત દેવતા' પણ સંખ્યામાં કંઇક વધુ લાગ્યા હોય એમ માલુમ પડે છે અને પછી 'શક્તિત્રયી'ની યોજનાથી શિવ, વિષ્ણુ અને બ્રહ્મા એ ત્રણને મુખ્ય માની આગળ વધે છે. પણ એ શક્તિ-ત્રયીની દેવતાત્રયી વિષે ઉપર જ દેવી ભાગવતનાં પ્રમાણો આપી ગયો છું એટલે તેમની વિશેષ ઓળખાણ આપી પિષ્ટપેષણ કરવા માગતો નથી, પણ જેમ 'પંચાયત દેવતા'નું એકીકરણ શક્તિત્રયીમાં થયું તેમ જરા આગળ હિમ્મતથી જો વક્તા મહાશય વધે તો એ શક્તિત્રયીનો સમાવેશ પણ એક અને અખંડ નિરાકાર પરબ્રહ્મ જેનું મુખ્ય નામ **ओ३म्** છે, તેમાં અવશ્ય થઇ શકે અને તમામ ઝઘડાઓની શાન્તિ થઇ મૂર્તિપૂજાનું પાખંડ બંધ થતાં ભારતભરમાં શાન્તિ સ્થપાય. વેદ તો પોકારી પોકારીને કહે છે કે—

**इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यः स सुपर्णो गरुत्मान् ।**
**एकं सद्विप्राः बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहुः ॥**
ऋग्वेद १।१६४।४६

અર્થાત્ પરમાત્મા એક જ હોઈ, તેને ઈન્દ્ર, સૂર્ય, વરુણ, અગ્નિ, યમ, માતરિશ્વા આદિ વિવિધ નામો દ્વારા ઉચ્ચારે છે.

આ વેદની ઋચામાં ફક્ત એટલું અને સ્પષ્ટતાથી કહ્યું છે કે ઇન્દ્ર, યમાદિ ઇશ્વરનાં નામો છે; પણ તે તેની 'વિભૂતિ'ઓ છે એમ કહ્યું નથી! ત્યારે આપણે વિદ્વાન્ વક્તાનું કથન માનવું કે આ વેદનું કથન માનવું તેનો નિર્ણય વાચકો પર છોડું તો ઉચિત થશે.

વિદ્વાન્ વક્તા જણાવે છે કે "શ્રીમદ્ શંકરાચાર્ય સ્વામી એવો ઉપદેશ કરતા હતા કે જેણે તેણે પોતાના ઘરમાં પોતાની ઇચ્છા પ્રમાણે આ પાંચ દેવતા પૈકી એકને મુખ્ય માની તેની સાથે બાકીની ચારની પણ પૂજા કરવી; મતલબ એ કે મૂર્તિની બાબતમાં લોક સમાજના મનમાં કંઇ પણ ભેદ રહે નહીં. પૂજા-અર્ચા કરતી વખતે પણ તેવો જ સંકલ્પ હજુ બોલવામાં આવે છે. "અમુક પ્રમુખ પંચાયતન દેવતા પ્રીત્યર્થ." ઇત્યાદિ. પણ ખરી રીતે શંકરાચાર્ય તો મૂર્તિપૂજાનું ખંડન કરનારા હતા, જેના પ્રમાણો આ પુસ્તકના ઉત્તરાર્દ્ધમાં આપ્યા છે.

મૂર્તિની બાબતમાં લોકસમાજના મનમાં કંઇ પણ ભેદ રહે નહિ અને તે માટે અમુક પ્રમુખ પંચાયતના દેવતા પ્રીત્યર્થ સંકલ્પ મૂકવો એ બે વાતો રાત્રિ અને દિવસ જેવી પરસ્પર વિરોધી હોવાથી જનસમાજના મનમાં મૂર્તિ વિષેનો ભેદ વધતો જવાનો, અને તેનું છેટું ઉત્તર અને દક્ષિણ ધ્રુવના અંતર જેટલું થવાનું; કેમકે પાંચ દેવતામાંથી એકને મુખ્ય માન્યા એટલે બાકીના ૪ દેવો ગૌણ સ્વતઃ સિદ્ધ બની ગયા. જો એ દેવોમાં કંઇ 'દેવત્વ' હોય તો તો પૂજકને ઠેકાણે જ કરે! કેમકે એકને મુખ્ય માનવામાં

બાકીના ચારનું અપમાન રહેલું, અને અપમાનનો બદલો ન ચૂકાવે એવા એ દેવો કંઈ ભલા નથી ! પાછળ પુરાણના શ્લોકથી આપણે જાણ્યું કે એ દેવો તો કામી, ક્રોધી અને લોભી વગેરે છે. વળી પૂજકના મનમાં પણ પૂજતી વખતે એક જ દેવને પ્રમુખ માનવાથી તેના તરફ તેની વધુ શ્રદ્ધા અને પૂજા હોય. બાકીના ચાર ગૌણ રીતે પૂજિત થાય; એટલે તેના મનમાં મૂર્તિ-પૂજાનો ભેદ અખંડ અને કાયમ સ્થાન પામે, એ સામાન્ય બુદ્ધિવાળાને પણ સમજી શકાય તેમ છે, તો ધર્માધિકારી સાહેબને તો સહેલાઈથી સમજાશે; પણ એક ખેદ એ રહી જાય છે કે તેમણે આ બીના—આ સ્પષ્ટ ભેદ—પ્રથમથી જ જાણવી જોઈતી હતી; કેમકે તેઓ 'ધર્મ'ના 'અધિકારી' સાહેબ છે; એટલે મારા જેવા સામાન્ય માણસ કરતાં તેમનું સ્થાન અનેક રીતે ઉંચું હોય; પણ ખેર, જાગ્યા ત્યાંથી યે જો સવાર ગણે તો યે મને તો ઇષ્ટ છે !

મૂર્તિની બાબતમાં જનસમાજના મનમાં કંઈ ભેદ રહે નહિ એવી વકતાની આંતરિક ઈચ્છા પ્રશંસનીય છે; પણ તે સફળ થવા સર્જાયેલી નથી; કેમકે તેમના 'ધર્મશાસ્ત્રો'–પુરાણો એકમેકના દેવોને નીચું જ દેખાડવા માગે છે, ત્યાં કોઈનો ઇલાજ શો ?

ચોવીસ અવતારોમાં રામ અને પરશુરામ એ પણ બે અવતારો મનાય છે. હવે આ મૂર્તિપૂજકોના અવતારોની ખૂબી જૂઓ, કે જેઓ ભગવાન તરીકે અવતાર લે છે, તેઓ જ પરસ્પર લડી પડે છે ! અને રામ પરશુરામને નીચું દેખાડે છે ! એટલે મૂર્તિ-પૂજકના મનમાં પરશુરામ કરતાં રામ તરફ પક્ષપાત વિશેષ થાય એ સહજ માનસસ્વભાવે સિદ્ધ બીના છે. વળી 'એક' ભગવાન

પરશુરામ તો પૃથ્વિ પર બિરાજતા હતા, ત્યારે તે જ વખતે 'બીજા' ભગવાન રામને અવતાર લેવાની શી જરૂર પડી ? એક ભગવાન સંપૂર્ણ યોગ્ય ન હતા, જેથી તેમની સુધારા-વધારાવાળી New Edition—નવી આવૃત્તિ કરવી પડી ? જો 'પહેલા' ભગવાન સંસારના તાપ ટાળવા યોગ્ય ન હતા તો તે ભગવાન જ શાના ? એ બહુ વિચિત્ર પ્રશ્નો છે; જેના સમાધાનકારક ઉત્તરો મૂર્તિપૂજાનું રહસ્ય સમજાવનારા પંડિતો કદી આપી શકે તેમ નથી. અરે, એટલું જ નહિ પણ એક ભગવાનનો ગણ બીજા સાક્ષાત્ ભગવાનને અફાળી, અફાળી મારી પણ નાખે છે ! મારા પર કોઇ મૂર્તિપૂજક ભાઇ 'મિથ્યાત્વ'નો આરોપ ન મૂકે માટે મારા કથનના પ્રમાણ તરીકે નીચલા પુરાણના શ્લોકો રજુ કરૂં છું, તેમાં મારા ઘરનું કશું નથી.

*　　　*　　　*

કથા એવી છે કે હિરણ્યકશિપુને મારી નાખ્યા પછી પણ સંસારમાં શાન્તિ ન થઇ—નૃસિંહની જ્વાલા નિવૃત્ત ન થઇ; ત્યારે દેવોએ પ્રહ્લાદને તેની શાન્તિ માટે નૃસિંહની પાસે મોકલ્યો. પ્રહ્લાદને જોઇ નૃસિંહ મહારાજ પ્રસન્ન થયા અને તેને ગળે વળગાડ્યો. તેમ છતાં તેની જ્વાલા શાંત ન થઇ તે ન થઈ ! ત્યારે બ્રહ્માદિ દેવોએ ભોળા શંભુનાથની આરાધના કરી. એટલે શંકરે તેમને જણાવ્યું કે આપ લોકો પોતપોતાને સ્થાને જાઓ. હું એ જ્વાલાને શીઘ્ર શાંત કરીશ. એ રીતે દેવોથી પ્રાર્થિત થએલા ઉમાનાથ—શંકરે નૃસિંહનો વધ કરવાનો વિચાર કર્યો. યથા—

एवं ह्यर्थितः देवैर्मति चक्रे कृपालयः ।
महातेजो नृसिंहाख्यं संहर्तु परमेश्वरः

અને વીરભદ્રને બોલાવી કહ્યું કે:—

अकाले भयमुत्पन्नं देवानामपि भैरवम्।
ज्वलियः स नृसिंहाग्निः शमयैनं दुरासदम्॥

—અકાળે દેવોને પણ ભય ઉત્પન્ન થયો છે, નૃસિંહાગ્નિ પ્રજ્વલિત થઇ છે; માટે તે દુષ્ટને શાંત કરો! પણ તે પહેલાં—

सान्त्वयन्बोधयादौ तं तेन किन्नोपशाम्यति।
ततो मत्परमं भावं भैरवं संप्रदर्शय॥

—પ્રથમ તેને સમજાવી શાંત કરવા પ્રયત્ન કરો, અગર તેથી તે શાંત ન થાય તો પછી મારૂં ભૈરવરૂપ બતાવો, અને પછી—

सूक्ष्मं संहृत्य सूक्ष्मेण स्थूलं स्थूलेन तेजसा!
वक्त्रमानय कृत्तिंच वीरभद्र! ममाज्ञया!!

—સૂક્ષ્મ તેજને સૂક્ષ્મ તેજથી અને સ્થૂલ તેજને સ્થૂલ તેજથી નાશ કરી, તેનું મોઢું અને ચામડું હે વીરભદ્ર! મારી આજ્ઞાથી મારી પાસે લાવ! પછી આ વીરભદ્રે, નૃસિંહ પાસે જઇને ગર્વ પૂર્વક બોધવચન કહ્યાં—

जगत्सुखाय भगवान् अवतीर्णोऽसि माधव।
अतीवघोरं भगवान् नरसिंहवपुस्तव।
उपसंहर विश्वात्मन् त्वमेव मम सन्निधौ!!

—હે માધવ! જગતના કલ્યાણ માટે તેં અવતાર લીધો હતો (તે કલ્યાણ સિદ્ધ થયું છે, અર્થાત્ હિરણ્યકશિપુ મરાયો છે, અને પ્રહ્લાદની રક્ષા થઇ છે, માટે) હે ભગવન્! આ તમારાં અતિશય ભયંકર નર-સિંહ રૂપનો ઉપસંહાર મારી સામે કરો, હે વિશ્વાત્મન્!!

પણ એમ બોધથી શાંત થાય તો એ નર-સિંહ (અર્ધનર-પશુ!) શાના? એ તો વીરભદ્ર પર ક્રોધિત થઈ તેને પકડવા દોડ્યા, એટલે વીરભદ્રને પણ પોતાનું ભૈરવરૂપ પ્રગટાવવું પડ્યું! (બેઉ ભગવાનના અવતારો, અને તેમનું ત્રિકાલજ્ઞપણું–તેમની સમજ, તેમની શક્તિ, તેમનું પરસ્પર વર્તન તો જુઓ!!) એ જોઈ નૃસિંહના તો હોશ-હવાસ ઉડી ગયા. વીરભદ્ર શરભ પક્ષીનું રૂપ લઇ, નૃસિંહને પકડી આકાશમાં ઉડી ગયા, અને તેમને પછાડી પછાડીને મારી નાખ્યા!!!

યથા—

अथ विभ्रम्य पक्षाभ्यां नाभिपादान्विदारयन्।
पादान्वबन्ध पुच्छेन बाहुभ्यां बाहुमण्डलम्॥
भिन्दन्नुरसि बाहुभ्यां निर्जग्राह हरो हरिम्।
उत्क्षिप्योत्क्षिप्य संगृह्य निपात्य च निपात्य च।
उड्डियोड्डीय भगवान्पक्षवातविमोहितम्।
हरिं हरस्तं वृषभं विवेशानन्त ईश्वरः॥
वीरभद्रोऽपि भगवान् गणाध्यक्षो महाबलः।
नृसिंहकृत्तिं निष्कृत्य समादाय ययौ गिरिम्॥

—વીરભદ્ર એ શંકરનો ગણાધ્યક્ષ હતો, તેનાથી સાક્ષાત્ ભગવાનનો અવતાર નૃસિંહ પછાડી પછાડી મારી નંખાય છે, અને તેની ચામડી વીરભદ્ર ઉતારે છે! આ છે પૌરાણિકોના અવતારોની લીલા, તેમનું સર્વજ્ઞપણું અને તેમની શક્તિ! અને એવા દેવોની મૂર્તિ કલ્પાઇ પૂજન કરવાનું રહસ્ય આ વીસમી સદીમાં પ્રગટાવાય, એ પણ 'કળિકાલ'નો જ પ્રભાવ માનવો ને? એર

સુધારકો વિષે પણ વકતા (ખબર નથી કે હર્ષથી કે સખેદ) જણાવે છે કે છેલ્લા ૧૯૧૧થી ૧૯૩૧ સુધીની વીશીના ગાળામાં સુધારકો (એટલે બ્રહ્મો તેમજ આર્યસમાજીષ્ટો) ની સંખ્યા ૪ ગણી વધી છે. એજ બતાવે છે કે જનતા હવે મૂર્તિપૂજાદિના પાખંડોથી કંટાળી જવા લાગી છે, અને માટેજ 'સુધારકો' વધતા જાય છે, અને વધતા જવાના. **इति सिद्धम् ।**

મૂર્તિમાં ઇશ્વરનો અંશ હોય અને કંઈ પણ સારું નરસું કરવા જરા પણ શકિત ધરાવતી હોય તો મૂર્તિ–પૂજકો મટી સુધારકો થતાં કોઇને કેમ અટકાવતી નથી? એ પ્રશ્નમાંયે મૂર્તિ–પૂજા–રહસ્યની પરીક્ષા સન્નિહિત છે. સુધારકો તો મૂર્તિમાં સાચી કે ખોટી ભાવનામાં માનતા જ નથી, પણ મૂર્તિ–પૂજકો તો તેમાં સાચી ભાવના માની ભકિત કરે છે, તો તે પોતાની સાચી ભાવનાના ફલરૂપે સુધારકોની 'દીન દૂની રાત ચૌગુની' થતી જતી ફોજને અટકાવતા કેમ નથી? જરૂર મૂર્તિ–પૂજકોએ તથા તેના રહસ્ય–વિદોએ એ પ્રયત્ન કરવા જેવો છે. નુકશાન વગરનો ધંધો થાય તો લાભજ–નફો જ નહિ; ખોટ પાઈની નહિ! મૂર્તિપૂજકો, એ અખતરો કરી જોશે?

* * *

શ્રી. નાડકર્ણી સાહેબના 'મૂર્તિપૂજા રહસ્ય'ની મીમાંસાના ઉપલા લેખો શ્રી. નાડકર્ણી સાહેબને મોકલવામાં આવ્યા હતા: મને આનંદ છે કે મૂર્તિપૂજા રહસ્ય વિષે શ્રી. નાડકર્ણી સાહેબનું વિચાર–મધ્ય–બિંદુ ત્યાર બાદ જરા ફેરવાયું છે, એમ તેમણે "દેવ એક છે" એ વિષય પર ફેબ્રુઆરી ૧૯૩૪ની સાલમાં નવસારી ખાતે શ્રીમંતની હાજરીમાં આપેલ વ્યાખ્યાનનો અહેવાલ જે "મુંબઈ

સમાચાર'' ની દૈનિક આવૃત્તિના તા. ૧૩-૨-૩૪ના અંકમાં છપાયો છે, તે જોતાં સ્પષ્ટ જણાય છે. હું એમ નથી કહી શકતો કે તેમના ૧૯૩૩ના જુનના નવસારી ખાતે આપેલ 'મૂર્તિપૂજા-રહસ્ય' નામના વ્યાખ્યાનની મીમાંસા મેં 'આર્યપ્રકાશ'ના ૧૨ અંકામાં કરી તેનેજ તેમના વિચારોમાં થએલ ફેરફાર આભારી છે; અનેક બીજાં પણ કારણો હશે, તેમ શ્રી. ધર્માધિકારી નાડકર્ણી સાહેબ સ્વયં વિદ્વાન્ હોઇ તેમને જે ઉચિત જણાયું હશે તે તે ગ્રાહ્ય કર્યું હશે. ગમે તે હોય પણ મારે મને તો વકતાના વિચારો મૂર્તિપૂજા વિષે વધુ ઉદાર થયા છે એજ આનંદનો વિષય છે, અને તેમ ફેરફાર થવામાં જો આ લેખકનો પરિશ્રમ કંઇ પણ અંશે જવાબદાર હોય તો તે સફળ થયો માનીશ. તેમની સત્યાન્વેષણ તત્પરતા માટે જરૂર તેઓ ધન્યવાદને પાત્ર છે. અત્રે શ્રી. નાડકર્ણી સાહેબના વિચાર-પરિવર્તનના થોડા ઉદ્દરણો જો રજુ કરે તો વાચકોને તેની યથાર્થતા જણાઇ આવશે.

હું અત્રે એ સ્પષ્ટ જણાવવા માગું છું કે શ્રી. નાડકર્ણી સાહેબે જુન ૧૯૩૩માં નવસારી ખાતે "મૂર્તિપૂજા રહસ્ય" વિષે જે વ્યાખ્યાન આપ્યું હતું તેજ વ્યાખ્યાન તેજ નવસારી ખાતે ૧૯૩૪ના ફેબ્રુઆરીમાં 'દેવ એક છે' એ શિર્ષક નીચે આપ્યું છે. વિષય તો મૂર્તિપૂજા વિષે તેનો તેજ છે. તેમના વિચારો પણ તેજ છે, માત્ર તેમાં આવશ્યક સુધારો થયો છે, જે નીચે ઉદ્ધૃત કરું છું; (જુઓ દૈનિક મુંબઇ સમાચાર તા. ૧૩-૨-૩૪)

(૧) **વૈદિક કાલ:** "વૈદિક કાલ વિદ્વાન્ લોકો હજાર વર્ષ પહેલાંનો માને છે. કોઈ દશ હજાર પહેલાંનો હતો એમ.

માને છે. વળી કોઇ ચાર હજાર વર્ષ પહેલાંનો માને છે. તે પૈકી સુમારે અઢી હજાર વર્ષ સુધી હિંદુ ધર્મમાં મૂર્તિપૂજા નહોતી એવું ધર્મશાસ્ત્રોના ગ્રંથો જોતાં જણાય છે.

(આમાં વૈદિક કાલ દશ હજાર વર્ષ પૂર્વનો હતો એમ કોઈ માને છે. (જે મેં મારા ઉપરના લખાણમાં ઉદ્ધરણોથી સાબીત કર્યું છે.) કહી વૈદિક કાળની મર્યાદા છ ઉપરથી દશ હજાર વર્ષ સુધી લઇ ગયા એ પણ સંતોષની બીના છે)

ભગવદ્ગીતાનું એક ૧૩મા અધ્યાયનું **अनादिमत्परं ब्रह्म न सत्तन्ना सदुच्यते** પ્રમાણ અત્રે વધુ રજુ કરી તેનો અર્થ જણાવે છે કે "બ્રહ્મ મહાન્ અનાદિ છે, અને નિત્ય અને શાશ્વત છે. તેજ આદિ અને અંત વગરના પરમેશ્વરનું સ્વરૂપ કહેવાય." (૧૩-૧૨)

આ વાત તેમને હવે માન્ય થઇ હોય (અને તેમાં હવે શંકાને સ્થાન નથી.) તો મારે તેમની સાથે વધુ મતભેદ રહેતો નથી. મારૂં પણ એવું કથન છે કે આર્યસમાજ પ્રતિપાદિત વૈદિક ધર્મમાં પણ પરમાત્માનું સ્વરૂપ એ જ કહ્યું છે, મૂર્તિ નહિ. જે આદિ અને અંત વગરનો હોય તેનો અવતાર તથા મૃત્યુ થાય. છે એ તો હવે તેમનાથી ત્રિકાળમાં માની શકાશે નહિ અને જો અવતાર નથી તો પછી મૂર્તિ કોની? અને કોના નામની? એટલે એ ઝગડો જ પતી જાય, પછી મૂર્તિપૂજાનું રહસ્ય વધુ સમજાવવાની હવે તેમને કદિ જરૂર પડશે જ નહિ. એ રહસ્ય તો સ્વયમેવ ઉદ્ઘાટિત થઈ ગયું!

(૨) **મૂર્તિઓ તરફ આકર્ષણ** વાળા વિભાગ નીચે વક્તા જણાવે છે કે "ખરેખર જોતાં બુદ્ધ યા તીર્થંકર યાતો

રામ, કૃષ્ણ વગેરે મૂર્તિઓ એ કંઇ દેવની મૂર્તિઓ નથી. એ તો ઉચ્ચ ચારિત્ર્યવાન્ માણસની મૂર્તિ છે, અને તેમાં સારા સારા ગુણો હોવાથી તે તેનામાં દૈવી અંશ કહેવાય. પરંતુ **તે મોટા માણસો હતા, નહિ કે દેવ.** એ તત્વ અન્ન માણસો ભૂલી ગયા અને આ બધી મૂર્તિઓ એટલે દેવ જ માનવા લાગ્યા!" આર્યસમાજ આથી વિશેષ કશું કહેવા માગતો નથી. મને નાડકર્ણી સાહેબના વિચારોનું આ પરિવર્તન માન્ય છે. આગળ જતાં તેઓશ્રી મૂર્તિપૂજાથી કલહો થવાનું પણ કબુલ કરે છે. યથા "શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, રામાનંદ, કબીર, સ્વામીનારાયણ વગેરે તથા તેમના અનુયાયી ધર્મગુરુઓ લોકોને પોતાના તરફ અહંકાર તથા સ્વાર્થબુદ્ધિથી ખેંચતાણ કરવા લાગ્યા, અને હિંદુસ્થાનના જુદા જુદા ભાગોમાં આપસ આપસમાં કલહ તથા ઝઘડા થવા લાગ્યા." મૂર્તિપૂજા એ કલહ તથા દેશની ચૌમુખ અધોગતિનું કારણ છે, એ મેં છેલ્લે પરિશિષ્ટમાં વિસ્તારથી જણાવ્યું છે. શ્રી. નાડકર્ણી સાહેબે ૧૯૩૩ના વ્યાખ્યાનમાં મૂર્તિપૂજા એ કલહોત્પાદિકા છે, એ જણાવ્યું નહોતું, જે ૧૯૩૪ ના વ્યાખ્યાનમાં સ્પષ્ટતાથી જણાવી ઉચિત વિચાર-પરિવર્તન કર્યું છે તેમ છતાંય "મૂર્તિ કંઇ દેવ નથી" એમ ચોકખું તેમણે જણાવ્યા પછી પણ "મૂર્તિની અંદર દેવની જે કલા વિધિપૂર્વક સ્થાપિત કરવામાં આવે છે તે દેવની પૂજા છે." એમ કહે છે એ હજી નવાઇ ભરેલું છે! એ જુનવાણી વિચારો છેક જ તાત્કાલિક બદલાતા નથી એ તેમના સંસ્કારોની પ્રબળતા માત્ર બતાવે છે. આત્માને એક નિશ્ચયપૂર્વક વિશ્વાસ થયો છે કે મૂર્તિ એ દેવ નથી, પણ ચાલુ પરિસ્થિતિ સાથે સંયુક્ત થએલ સંસ્કારોવાળી

બુદ્ધિ પોતાનો પ્રભાવ છેક જ છોડી શકતી નથી ! આપણે આશા રાખીએ હવે પછી તેમ થશે.

એ 'દેવકલા'ના ધર્તિંગના નામે જે અનર્થ થાય છે તે કંઈ તેમનાથી અજાણ્યુ નથી, એનો નીચે મુજબ સ્વીકાર કરે છે. "ઉપર બતાવેલા કારણોથી મૂર્તિપૂજા તે વખતની પરિસ્થિતિને લીધે પ્રચારમાં આવી. સામાન્ય જનોને તે વધારે આકર્ષક લાગવાથી તેનું વધારે અને વધારે પ્રમાણમાં અનુકરણ થવા લાગ્યું. પણ તેનું પરિણામ એકંદરે સારૂં નથી એમ તો તે વખતના ઋષિ મુનિઓને પણ લાગતું હતું." આ વિચાર–પરિવર્તન પણ આવકારદાયક છે એમ માનવામાં વાચકો મારી સાથે સંમત થશે.

**(૩) નિર્ગુણ ઉપાસના :** આ શિર્ષક નીચે તેઓ પોતાના વિચારોમાં નીચે મુજબ પરિવર્તન કરે છે. "પહેલાં તો હિન્દુસ્થાનમાં નિર્ગુણ ઉપાસના હતી. લોકો પ્રાચીનકાળમાં માનસપૂજા કરતા હતા—નહિ કે સગુણ પૂજા; પરંતુ **તે પછી મૂર્તિ બનાવવાની પદ્ધતિ પ્રચારમાં આવી તેનાથી મન પ્રગલ્ભ થવાને બદલે સંકુચિત થયું** અને તેનાથી થતી હાનિઓ દૂર કરવા માટે દૂરદર્શી ઋષિમુનિઓએ ઘણા પ્રયત્નો પણ કર્યા હતા; પરંતુ ધર્મગુરુઓ તથા તેમના અનુયાયી વર્ગના અહંકાર તથા સ્વાર્થપરાયણતાને લીધે તેમાં જોઈએ તેવું યશસ્વીપણું આવ્યું નહિ. તેથી હાલ હિંદુ ધર્મમાં દેવો અનેક છે. એવી કલ્પના બલવત્તર છે; પરંતુ વાસ્તવિક જોતાં એવું ધ્યેય ભૂતકાલમાં હતું કે નિર્ગુણોપાસના જ વધારે સારી છે. અને **નિર્ગુણોપાસના કરવાથી જ લોકસમાજમાં સુખ તથા શાંત રહે છે અને મનની પ્રગલ્ભતા**

**સચવાય છે.** અને તેજ ધ્યેય ભવિષ્યકાલમાં આપણે પોતાની નજર આગળ રાખવું જોઇએ."

મૂર્તિપૂજા એ સગુણોપાસના છે એમ મૂર્તિપૂજકો માને છે, અને વક્તા પણ ૧૯૩૩ના વ્યાખ્યાનમાં એમ માનતા હતા કે મૂર્તિપૂજાથી મનની પ્રગલ્ભતા સચવાય છે, પણ ૧૯૩૪ના વિચારો પ્રમાણે મૂર્તિપૂજાથી મનની પ્રગલ્ભતા સચવાતી નથી એમ સ્પષ્ટ પણે કબુલ કરે છે અને જણાવે છે કે નિર્ગુણોપાસનાથી જ લોકોમાં સુખ તથા શાંતિ રહે છે, અને ઉપદેશે છે કે તેજ ધ્યેય ભવિષ્યકાલમાં નજર સામે રાખવુ જોઇએ! મારા પરિશ્રમની સફળતા આથી વધુ કઇ માનું? એ બહુ જ સુંદર વિચાર–પરિવર્તન થયું છે, જે મૂર્તિપૂજકોને માર્ગદર્શક થઈ પડો એમ ઇચ્છું છું. પણ એમને એક વાત પૂછી લઉં કે મહારાજ! જ્યારે ભવિષ્યમાં એ ધ્યેયને નજર સામું રાખવા જણાવો છો, અને મૂર્તિપૂજાથી મનની પ્રગલ્ભતા સચવાતી નથી તથા નિર્ગુણોપાસનાથી જ લોક શાંતિ અને સુખ મેળવે છે એ સ્વીકારો છો, પછી કૃપા કરી 'દેવ–કલા'ના નામની પણ આત્મ–પ્રતારણા છોડી ન દેવાય? દેવ–કલા વિધિપૂર્વક સ્થાપી મૂર્તિમાં દેવ–પૂજા કરવાનું આત્માની વિરૂદ્ધનું એ તૂત પછી ત્યાગી ન શકાય? એ પુરાણાદિકાનુમોદિત વિધિપૂર્વક દેવકલા સ્થાપનના નામે તો મૂર્તિપૂજાનો અનર્થકારી વેપાર ચાલે છે. તો એ અનિષ્ટનો સદંતર ત્યાગ કરવાનું બળ પ્રભુ સૌને આપે એમ ઇચ્છું છું.

(૪) છેલ્લે જણાવે છે કે "પૂજા અરચાની બાબતમાં એવી બીક (જ્ઞાતિની બીક) હોવાની જરૂર નથી; કારણ કે માનસિક પૂજા કોઇ કરે તો તેમાં જ્ઞાતિનો અંતરાય આવવાનું કારણ નથી.

તે નજરથી આ બાબતનો સુધારો કરવો સહેલો છે. માટે તે સુધારો આચરણમાં લાવવા આપ બધાને મારી આગ્રહપૂર્વક વિનંતિ છે." આ વિષે મારે એટલું જ કહેવાનું છે કે માનસિક-પૂજા 'એક જ દેવ'ની કરો, સહુ કોઇ આ મૂર્તિપૂજાના પાખંડને સદંતર દફનાવવામાં આર્યસમાજને બનતી સહાય કરે.

**પૂર્વાર્ધ સમાપ્ત.**

# પ્રાસ્તાવિક

*:

तमस्ततं जन्म सहस्रसंभृतं
बहुशधीभापि कियद् विनाशयेत् ?
अनो दयासागर ! देहि दिव्यतां
निजां यतः पारमवाप्नुयां स्रुतेः ॥

આચાર્ય પં. મયાશંકરજી.

'આર્યપ્રકાશ' દ્વારા મેં વડોદરા રાજ્યના ધર્માધિકારી શ્રી. નાડકર્ણી સાહેબના 'મૂર્તિપૂજા રહસ્ય' નામના બે વ્યાખ્યાનોની મીમાંસા કરી હતી, જે પૂર્વાર્દ્ધમાં આપવામાં આવી છે. તેમાં મેં તર્કો અને સનાતની ગણાતા મૂર્તિપૂજક ભાઇઓના શાસ્ત્રોના પ્રમાણો આપી મૂર્તિપૂજા કોઇ રીતે ઉચિત નથી એમ જણાવ્યું છે. શ્રી. નાડકર્ણી સાહેબે વેદો, ઉપનિષદ્ કે અન્ય વૈદિક ધર્મગ્રન્થોના પ્રમાણો આપ્યા ન હતા, એટલે ઇચ્છા છતાંએ એ ચર્ચા તેમાં હું કરી શક્યો ન હતો. તેમાં મુખ્યતઃ તર્ક ભાગ રહેલો. કદાચ શ્રી. નાડકર્ણી સાહેબની એ ઉણપ પૂરતા હોય તેમ મુંબઇના એક સનાતની પંડિત (જેમના નામની આગળ અને પાછળ ઘણી ઘણી ઉપાધિઓ છે.) શ્રી. રેવાશંકરભાઈ શાસ્ત્રી (જેઓ અધ્યાપક છે) આગળ આવ્યા છે અને તેમણે મારા નામોલ્લેખપૂર્વકનું કેટલાક પ્રમાણોવાળું એક ચર્ચાપત્ર મોકલ્યું છે, જે નીચે જેમનું તેમ છાપ્યું છે. તે વાચકો બરાબર

ધ્યાનપૂર્વક જોશે એમ હું તેમને વિનંતિ કરું છું અને શાસ્ત્રીજી જે સિદ્ધ કરવા માગે છે તે ધ્યાનમાં રાખે, એ હવે પછીના આ મારા લખાણને ન્યાય આપવા ખાતર જરૂરનું છે. કેમકે શ્રી. શાસ્ત્રી રેવાશંકરભાઇએ વેદો, ઉપનિષદ્ તથા શતપથ બ્રાહ્મણના આધારે મૂર્તિપૂજા વેદશાસ્ત્ર સંમત છે એમ ઠસાવવા અસફલ યત્ન કર્યો છે, એટલે આ પ્રમાણભાગયુક્ત લખાણમાં શાસ્ત્રચર્ચા થતાં થોડી કિલષ્ટતા આવી જાય તો વાચકો ધીરજ રાખી સત્યનિષ્ઠા પર આરૂઢ રહે એ જરૂરી છે. શાસ્ત્રીજીને મારૂં લખાણ ગમે કે ન ગમે, તેમણે ટાંકેલા પ્રમાણોના મેં જણાવેલા અર્થો તેમને ખરા લાગે કે ન લાગે તે સાથે મને વધુ નિસ્બત નથી, કેમકે મેં સાંભળ્યું છે કે શાસ્ત્રીજી 'સનાતની મનોવૃત્તિ' સેવનારા છે, અને સનાતની પંડિતોના ચોક્કસ ભાગની મનોવૃત્તિ હું કાશી, મથુરા હરદ્વાર આદિ સ્થળોએ ફરેલો હોવાથી થોડીઘણી જાણું છું; તેમ છતાંય શાસ્ત્રી રેવાશંકરભાઇ આવા પંડિતોમાં અપવાદ સિદ્ધ થાય તો મને ભારે આનંદ થશે. અસ્તુ. લેખક.



# આર્યહિંદુમાન્ય વેદાદિ શાસ્ત્રોમાં મૂર્તિપૂજા!

## સાકારેશ્વરપૂજા, દેવમંદિર સ્થાપન અને ઈશ્વર-નામ સ્મરણ છે તેનાં કેટલાંએક પ્રમાણો

લી. રેવાશંકર મેઘજી દેલવાડાકર

અધ્યાપક :— શ્રી. એલ. સંસ્કૃત પાઠશાળા ગુલાલવાડી મુંબઈ ૪.

રા. અધિપતિ વાચ્ય જન 'આર્યપ્રકાશ' માં ડો. મનોક અને રા. **સત્યવ્રતભાઇએ** મૂર્તિપૂજા વેદ વિરૂદ્ધ છે એમ બનાવવા કોશીષ કરી છે, તેના જવાબમાં લખવાનું જે મૂર્તિપૂજા વૈદિક છે અને વેદોમાં અને વેદ સંમત શાસ્ત્રોમાં મૂર્તિપૂજા વિષયક ઘણાં પ્રમાણો છે. જેથી સાકાર મૂર્તિપૂજા વિષયમાં જે આક્ષેપો કરવામાં આવે છે તે નિર્મૂલ છે. મૂર્તિપૂજા માટે ઋગ્વેદાદિમાં વૈદિક પ્રમાણો અનુક્રમે નીચે પ્રમાણે છે.

પ્રમાણ. ૧

**कासीत् प्रमा प्रतिमा किं निदानमाज्यं किमासीत् इत्यादि.**

યજ્ઞ માટે જ્ઞાન કયું ? પ્રતિમા-મૂર્તિ કોણ છે ? સમગ્ર જગતનું કારણ કોણ અને ઘીના જેવી સાર વસ્તુ કયી છે ? ઋ. અ. ૮ અ. ૭. સ. ૧૮. મં ૩. આ મંત્રમાં પ્રતિમાનો અર્થ 'ઇશ્વર-મૂર્તિ' છે.

પ્રમાણ. ૨

**अर्चत प्रार्चत प्रियमेधासो अर्चत**

**अर्चन्तुपुत्रका उत्पुरं न घृष्णवर्चत** ઋ. અ. ૬ અ. ૫. વ. ૬. હે અધ્વર્યાદિ! તમો પરમાત્મા ઇન્દ્રનું પૂજન કરો, સ્તુતિ વિશે-

પથી પૂજન કરો, પ્રિયમેધસ સંબંધી અને પ્રિયમેધાનાઃગોત્રવાળા તમો પૂજન કરો અને પુત્ર પણ પ્રાપ્ત કરીને ઇંદ્ર (ઈશ્વર)ની પૂજા કરો. જેવી રીતે ઘર્ષણ શીલ પુરુષને પૂજો છો તેમ તમે પૂજો.

પ્રમાણ ૩

नमस्तेऽस्तु विद्युते नमस्तेस्तनयित्नवे ।
नमस्तेऽस्त्वश्मने येनादूडाशे अस्यसि ॥

અથર્વ. કાં. ૧. અ. ૩. મં. ૧.

વિજળીને પ્રણામ છે, ગર્જનાને પ્રણામ છે, પત્થરને પ્રણામ છે કે જેનાથી ઘા લાગે છે. આ મંત્રમાં પત્થરને પ્રણામ કરવાનું લખ્યું છે.

સૂર્યપૂજનનો મંત્રઃ—

પ્રમાણ ૪

यो देवेभ्यो आतपति यो देवानां पुरोहितः
पूर्वायो देवेभ्यो जातो नमो रुचाय ब्राह्मये ॥

યજુ. અ. ૩૧. મં. ૨૦.

જે સૂર્ય દેવો માટે પ્રકાશમાન્ છે, જે દેવતાઓનાં બધાં કામોમાં મોખરે રહે છે, જે બધા દેવોની પહેલો પેદા થયેલ છે તે પ્રકાશમાન્ બ્રહ્મના અવયવભૂત સૂર્યને હું પ્રણામ કરૂં છું.

પ્રમાણ ૫

हिरण्यमेन पात्रेण सत्यस्या पिहितंमुखम् ।
योऽसावादित्ये पुरुषः सोऽसावहम् ॥

યજુ. અ. ૪૦, ૧૭.

તેજોમય પાત્રમાં સત્યબ્રહ્મનું શરીર છુપાયું છે જે સૂર્યમાં પુરુષ છે તે હું છું. આમ વેદોના અનેક સ્થળોમાં સંસારી પદાર્થોનું

પૂજન લખ્યું છે. ઉપરના **यो देवेभ्यः** આ મંત્રમાં સૂર્યની પ્રશંસા કરી તેને પ્રણામકરવાનું બતાવ્યું છે.

**हिरण्मयेन०** એ મંત્રમાં સૂર્યમંડળમાં વ્યાપ્ય અધિષ્ઠાતા દેવને ઇશ્વર કહ્યો છે, ગાયત્રીમંત્રમાં સૂર્ય પ્રત્યે એવી પ્રાર્થના છે કે તેઓ અમારી બુદ્ધિને સારા કામમાં પ્રેરે.

**उद्यते नमः अस्तयते नमः** અથર્વ. કાં. ૧૭, ૧, ૧ મંત્ર ૨૨-૨૩ માં ઉગતા અને અસ્ત થતા સૂર્યને બંને વખત પ્રણામ કરવાનું લખ્યું છે. બોલો વેદોમાં સૂર્યને ઇશ્વરરૂપ માની તેનું પૂજન કરવાનું-નમસ્તે કરવાનું લખ્યું છે કે નહિ?

પ્રમાણ ૬

વેદમાં ગણપતિ પૂજનઃ—**गणानांत्वा गणपतिं हवामहे** યજુ. અ. ૨૩. મં. ૧૯. ગણોનો અધિપતિ ગણપતિ જે આપ છો તે આપનું અમો આવાહન કરીએ છીએ. આ મંત્રમાં ગણપતિનું આવાહન (બોલાવવાનું) છે. આવાહન પૂજા વખતેજ થાય છે માટે આવાહનથી ગણપતિનું પૂજન સિદ્ધ થયું.

કેટલાએક લોકો એમ કહેશે કે આ મંત્ર તો ભાષ્યકારોએ અશ્વમેધના ઘોડા ઉપર લાગુ પાડ્યો છે? તેનો ઉત્તર એ છે-કે શતપથ અને કાત્યાયન સૂત્રે અશ્વમેધ પ્રકરણમાં અશ્વમાં આનો વિનિયોગ કર્યો છે. મરેલા ઘોડામાં ઇશ્વરનું આવાહન થાય છે, તેથી અહીં પણ ઇશ્વરનું આવાહન છે ઘોડાનું આવાહન નથી. આ મંત્રનો દેવતા ગણપતિ છે. જે ગણપતિ છે તેજ ઇશ્વર છે તેથી અશ્વમેધ યજ્ઞમાં બીજા કોઇનું આવાહન પૂજન નથી પરંતુ ગણપતિનું છે.

પ્રમાણ ૭

तं यज्ञं बर्हिषि प्रौक्षन् पुरुषं जातमग्रतः
तेनदेवा अजयन्त साध्या ऋषयश्चये ॥

યજુ. અ. ૩૧ મં. ૯

સૃષ્ટિના આરંભમાં સૌથી પ્રથમ ઉત્પન્ન થયેલા યજ્ઞ પુરુષ (વિષ્ણુ)નું સૃષ્ટિ રચયિતા પ્રજાપતિ અને મંત્ર દૃષ્ટા ઋષિઓએ માનસિક યજ્ઞમાં પૂજન કર્યું.

પ્રમાણ ૮

अदो यद्दारु प्लवते सिन्धोः पारे अपूरुषम् ।
तदारभस्व दुर्णहस्तेन गच्छ परस्तरम् ॥

ઋ. ૮. ૮. ૧૩

તે જે સમુદ્રના કિનારા ઉપર અલૌકિક દારૂ અર્થાત્ લાકડાની મૂર્તિ જગન્નાથજી છે, દુર્ણહ એટલે કષ્ટથી મળી શકે તેવી તે મૂર્તિની ઉપાસના કરનારને પરમ પદ મળે છે. આ મંત્રોમાં વિષ્ણુની પૂજા છે.

વેદમાં **પ્રતિમા** શબ્દ ક્યાંક ક્યાંક દેવ પ્રતિમા અથવા ઇશ્વર પ્રતિમા અર્થમાં છે, ક્યાંક **ઉપમા** અર્થમાં પ્રયુક્ત છે જેમકે કૃષ્ણયજુર્વેદ તૈત્તરીયારણ્યક ૪ પ્રપાઠક ૫ અનુવાકમાંઃ–**मा असि प्रमा असि प्रतिमा असि** । અહીં મહાવીરને ઇશ્વરની પ્રતિમા કરીને વર્ણન કર્યું છે.

પ્રમાણ ૯

**सहस्रस्य प्रतिमा असि** અ. ૧૫, ૬૫.

આમાં પણ પરમાત્માને હજારોની પ્રતિમા કહ્યા છે, તેવી જ રીતે શતપથ ૧૧, ૧, ૮, ૩ માં લખ્યું છે કેઃ—

પ્રમાણ ૧૦

**अथैतामात्मनः प्रजापतिः प्रतिमामसृजत यद्यज्ञंतस्मादाहुः प्रजापति र्यज्ञ इत्यात्मनो ह्येतं प्रतिमामसृजत।**
ઈશ્વરે પોતાની પ્રતિમા યજ્ઞનામે ઉત્પન્ન કરી તેથી ઇશ્વર યજ્ઞરૂપ છે એમ કહેવાય છે.

પ્રમાણ ૧૧

**न तस्य प्रतिमा अस्ति यस्यनाम महद्यशः।**

યજુ. અ. ૩૨. મં. ૩.

જે પરમાત્માનું નામ અને યશ મોટું છે તેની પ્રતિમા એટલે ઉપમા બરોબરી કોઈ જોડે થઇ શકતી નથી, આ મંત્રમાં પ્રતિમાનો અર્થ ઉપમા છે, મૂર્તિ નથી. તેને ન સમજી કેટલાએક લોકો આ મંત્રમાં પ્રતિમાનો નિષેધ સમજે છે, તે તેમની ભૂલ છે. ત્યાંનું તે પ્રકરણ જોવાથી જ એ નક્કી થાય છે.

પ્રમાણ ૧૨

વેદમાં શંકરની મૂર્તિપૂજા :—**याते रुद्रशिवातनु रघोरा पापकाशीनी** યજુ. અ. ૧૬. મં. ૪૯માં શંકરનું પાપ નાશ કરનારૂ સૌમ્ય શરીર બતાવ્યું છે.

પ્રમાણ ૧૩

**त्र्यम्बकंयजामहे०**
યજુર્વેદ અ. ૩. મંત્ર ૬૦માં ત્રણ આંખોવાળા રૂદ્ર પરમાત્માને અમો પૂજીએ છીએ.

પ્રમાણ ૧૪

પુરુષસૂક્તના છેલ્લા મંત્રમાં **श्रीश्चते लक्ष्मीश्चपत्नी०** અધ્યાય ૩૧. મં. ૨૨ આ મંત્રમાં શ્રી અને લક્ષ્મીને ઇશ્વરની સ્ત્રીઓ

બનાવી છે, અગ્નિ આદિ જેટલી સાકાર મૂર્તિઓ છે તે બધી બ્રહ્મની મૂર્તિઓ છે.

**न तस्य प्रतिमा अस्ति०** એ મંત્રમાં પ્રતિમા શબ્દનો અર્થ મૂર્તિ થતો નથી. પણ તુલ્ય જ અર્થ છે. જ્યારે મૂર્તિપૂજા નિષેધકોનો જન્મ પણ ન હતો ત્યારે **उव्वट** ભાષ્યકારે તેનો અર્થ લખ્યો છે કે **न तस्य पुरुषस्य प्रतिमा प्रतिमान भूतं किंचिद् विद्यते ।** તે ઇશ્વરની બરોબરી કરી શકે તેવી કોઇ વસ્તુ નથી. મહિધર ભાષ્યકાર લખે છે કે :—

**प्रतिमा प्रतिमानं उपमानं किंचिद् वस्तुनास्ति** અર્થ સમાન જ છે.

યજુર્વેદના **सहस्रस्य प्रतिमासि** અ, ૧૫. મં, ૬૫. આ મંત્રમાં સ્વામી દયાનંદજીએ પણ ઋગ્વેદાદિભાષ્યભૂમિકામાં **मासि प्रमासि प्रतिमासि** ના ભાષ્યમાં લખ્યું છે કે :—**वेदेषु प्रतिमा शब्देन मूर्तयो न गृह्यन्ते** વેદોમાં પ્રતિમા શબ્દથી મૂર્તિનું ગ્રહણ થતું નથી તો પછી **न तस्य प્रतिमा अस्ति** આ મંત્રમાં પ્રતિમા શબ્દથી મૂર્તિનું ગ્રહણ કેમ થઈ શકશે ? ' સત્યાર્થપ્રકાશ ' માં આ મંત્રનો અર્થ ' જે સર્વ જગતમાં વ્યાપક છે. ' આ અર્થ વેદમંત્રના કોઇ પણ પદનો થતો નથી. વળી તેમાં લખ્યું છે કે ' તે નિરાકાર પરમાત્માની ' **न तस्य** એ મંત્રમાં નિરાકાર એ અર્થવાળું કોઇ પદ જ નથી. સ. પ્ર. માં **यस्य नाम महद्यशः** આ પાઠ **न तस्य प्रतिमा** પછીનો લખ્યો નથી. સાથે અર્થ કરવાથી જે ઇશ્વર મોટા યશવાળા છે તેની મૂર્તિ નથી. એવો તેઓના મતે થશે. પરંતુ દુનિયામાં યશવાળાઓની જ મૂર્તિઓ– બાવલા દેખાય છે. કંગાલોની બહુ ઓછી જણાય છે.

પંચમ જ્યોર્જની કીર્તિ વધુ હોવાથી નોટ, રૂપિયા, ગીનીથી પાઇ સુધી તેની મૂર્તિ છે. છતાં એમ કહેવું જે ઇશ્વર મોટા યશવાળા છે તેથી તેની મૂર્તિ નથી એ લખાણ હેતુ વિરૂદ્ધ છે.

પ્રમાણ ૧૫

**हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् ।**
**सदाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥**

હિરણ્યગર્ભ ઇશ્વર સૃષ્ટિની પહેલાં વર્તમાન હતા. તેમણે પ્રગટ થઇ સર્વભૂત સમુદાયના પતિ થયા. તે હિરણ્યગર્ભે દ્યુલોક અને પૃથ્વીને ધારણ કર્યાં છે, તે દેવને અમો નૈવેદ્ય દઇએ છીએ. **न तस्य** એ મંત્રમાં કહ્યું જે ઇશ્વર તે કોણ છે? ઉત્તરાર્ધમાં બતાવ્યું કે જેનું વર્ણન **हिरण्यगर्भः** મંત્રમાં છે. આ મંત્રમાં ઇશ્વરનું શરીર ધારણ કરવું અને માણસોએ તેને હવિ દેવું, અને પૂજન કરવું લખ્યું છે તો પછી કેમ માની લેવાય કે તેને મૂર્તિ નથી? **हिरण्यगर्भः** એ મંત્ર તો ઇશ્વરની મૂર્તિ અને પૂજા બંનેનું વર્ણન કરે છે. આ મંત્રના કલ્પસૂત્ર શતપથ બ્રાહ્મણ અને સર્વભાષ્ય તે જ અર્થ કરે છે તે વિસ્તારભયથી લખ્યો નથી.

**उद्बुध्य स्वाग्ने प्रतिजागृहित्वं इष्टापूर्ते संसृजेथामयं च ।**

યજુ૦ અ૦ ૧૫, ૫૪.

હે અગ્નિ! તું સાવધાન તથાજાગૃત થા અને આ યજમાનને इष्टापूर्तः કર્મમાં પ્રવૃત્ત કર. 'અત્રિસ્મૃતિ'માં ૪૪-૪૫માં ઇષ્ટાપૂર્તનો અર્થ લખે છે કેઃ—

अग्निहोत्रं तपः सत्यं वेदानामुपलंभनम्
आतिथ्यं वैश्वदेवं च इष्टमित्यभिधीयते ।

**वापीकूपतडागादि देवतायतनानिच**
**अन्नप्रदानमारामः पूर्तमित्यभिधीयते ॥**

હોત્ર, તપ, સત્ય, વેદપાઠ, આતિથ્ય અને વૈશ્વદેવ કર્મ ઇષ્ટ કહેવાય છે અને લોકહિતાર્થ વાવ, કુવા, તળાવ, દેવમંદિરો, અન્નદાન અને બગીચા બનાવવા તેને પૂર્તકર્મ કહે છે તેથી **દેવમંદિર** બનાવવું વેદસંમત થયું.

પ્રમાણ ૧૭

શતપથ બ્રાહ્મણમાં લખ્યું છે કે :—**अथमृत् पिंडमुपादाय महावीरंकरोति १४, १-२-१७ अथैनान् धूपयति १४-१-२-२० मुखमेवास्मिन्ने तद्दधाति । १४-३-२-१७ नासिके एवास्मिन्ने तद्दधाति । ब्रा. श. ७ ॥ अक्षिणवी एवास्मिन्ने तद्दधाति ब्रा. १७ ॥** આ મંત્રોમાં માટીથી મહાવીરની મૂર્તિ બનાવવી તથા તેમાં મુખ, નાક, આંખ આદિનું સ્થાપન કરવાનું લખ્યું છે, તેવી જ રીતે વેદાદિ શાસ્ત્રોમાં ઈશ્વરના નામનો મહિમા પણ ઘણો વર્ણવ્યો છે.

પ્રમાણ ૧૮

ઋ. સૂ. ૨૪. મં. ૧માં **कतमस्यामृतानांमनामहे चारुदेवस्यनाम** નાશરહિત તે પરમાત્માનું સુંદર નામ અમે લઇએ છીએ. **यस्य नाम महद्यशः** જેનું નામ અને યશ મોટું છે. યજુ. ૩૨-૩.

**नाम उपास्व सयोनाम ब्रह्मेत्युपासते अस्य कामचारो भवति** છાંદોગ્યોપનિષદ. નામની ઉપાસના કરવી જોઇએ. નામ રૂપી બ્રહ્મની જે ઉપાસના કરે છે તે સર્વત્ર ઇચ્છાનુસાર ભ્રમણ કરી શકે છે. જેમકે દેવર્ષિ નારદ કરે છે. ગીતામા પણ.—

**ओमित्येकाक्षरंब्रह्म व्याहरन्मामनुस्मरन् ।**
**यःप्रयाति त्यजन् देहं सयाति परमां गतिम् ॥**

એકાક્ષર બ્રહ્મ રૂપી ૐ મંત્રનું ઉચ્ચારણ તથા પરમાત્માનું સ્મરણ કરતો કરતો જે પ્રાણ છોડે છે તે પરમપદને પામે છે. નામનામીનો પરસ્પર સંબંધ હોવાથી પ્રેમની સાથે નામ તથા મંત્ર દ્વારા ભગવાનને યાદ કરવાથી તેની કૃપા થાય છે અને મનુષ્ય સંસારસાગર તરી જાય છે.

પ્રમાણ ૧૯

બૃહદારણ્યક અ. ૪ના ત્રીજા બ્રાહ્મણમાં લખ્યું છે કે:— **द्वेवाव ब्रह्मणो रुपे मूर्तं चैवामूर्तंच मर्त्यंचामृतं च स्थितं च यत् च** બ્રહ્મનાં બે રૂપ છે. એક મૂર્તિમાન અને બીજું અમૂર્ત, એક મર્ત્ય અને બીજું અમૃત, એક સ્થિર અને બીજું ચલ છે. આ મંત્રથી ઈશ્વરનું સાકાર નિરાકાર રૂપ સિદ્ધ છે.

પ્રમાણ ૨૦

'કેનોપનિષદ'ના ત્રીજા ખંડમાં લખ્યું છે કે :—**स तस्मिन्नेवाकाशे स्त्रियमाजगाम बहु शोभमानामुमां हैमवतीं तां होवा च** ઈત્યાદિ. દેવરાજ ઈંદ્રે આકાશમાં ઘણી શોભાવાળી, સુવર્ણાંગી જગન્માતા ઉમાને દેખ્યાં અને તેની જોડે વાત કરી: આ મંત્રમાં દેવી દુર્ગા–શંકરપત્નીનું સાકાર રૂપમાં દર્શન સિદ્ધ કર્યું છે.

પ્રમાણ ૨૧

**उमासहायं परमेश्वरं प्रभुं त्रिलोचनं नीलकंठं प्रशान्तम् ।**

ध्यात्वा मुनिर्गच्छति भूतयोनिं समस्त साक्षिं तमसं परस्तात् ॥ કૈવલ્ય મંત્ર ૭

દેવી ઉમાના પતિ ત્રિલોચન, નીલકંઠ, પ્રશાંતમૂર્તિ પરમેશ્વર, પ્રભુ શિવનું ધ્યાન કરતાં કરતાં મુનિ માયાથી પર પરમાત્મપદને પામે છે. આ મંત્રમાં શંકર પાર્વતીનો સંબંધ તથા મહાદેવનું સાકાર રૂપ બતાવ્યું છે.

પ્રમાણ ૨૨

मुखायते पशुपते यानिचक्षूंपिते नम ॥५॥

अंगेभ्यश्चते उदराया जिह्वाया आस्यायते। दद्भ्य गंधायते नमः ॥६ અથર્વ. કાં. ૧૧ અ. ૧ સૂ. ૨

હે પશુપતે! તમારા અંગોને નમસ્કાર, તમારા પેટને નમસ્કાર, તમારી જીભને, મુખને, દાંતને તથા નાકને નમસ્કાર હો.

પ્રમાણ ૨૩.

नमस्ते स्त्यायते नमो अस्तु परायते ।

नमस्ते रुद्रतिष्ठत आसीनायोतते नमः ॥ १९

હે રૂદ્ર! આવતા, જતા, ઉભા, બેઠેલા તમને નમસ્કાર છે.

વેદોમાં મૂર્તિપૂજા વિધાયક હજારો પ્રમાણો છે, જેમનાં અહીં સ્થાલીપુલાક ન્યાયે આપ્યાં છે. જેઓ નાસ્તિક છે તેને માટે આ શ્રમ નથી."

હવે શ્રી. શાસ્ત્રીજીએ આપેલા ઉપલા શાસ્ત્રપ્રમાણોની યથાક્રમ તપાસ કરીએ.

**પ્રમાણ ૧.**

कासीत्प्रमा प्रतिमा किं निदानमाज्यं किमासीत्

ऋग्वेद ८-७ १८ ३

એ મંત્રાર્દ્ધ રજુ કરી તેમાં આવેલા '**પ્રતિમા**' શબ્દથી શાસ્ત્રીજી મહારાજ વેદમાં મૂર્તિપૂજા સિદ્ધ કરવા ચેષ્ટા કરે છે! અહીં એક વાત શાસ્ત્રીજીને પ્રથમથી જણાવી દઉં કે મૂર્તિપૂજા ખંડન કરનારાઓમાં શિરોમણિ સ્વામી દયાનંદજીએ તેમના જીવનકાળમાં પંડિત રંગાચાર, સ્વામી વિશુદ્ધાનંદ, પં. બાળશાસ્ત્રી આદિ કાશી તથા મથુરાદિના સુપ્રસિદ્ધ સનાતની વિદ્વાનો સાથે મૂર્તિપૂજા ઉપર વિવિધ શાસ્ત્રાર્થો કર્યા હતા અને એ પંડિતો વેદાદિશાસ્ત્રોમાંથી મૂર્તિપૂજા સાબીત કરી શક્યા ન હતા. મુંબઇના સ્વ. પં. ગટ્ટુલાલજી જેવા શતાવધાનિ વિદ્વાન્ પણ જેની સામે મૂર્તિપૂજા ઉપર ચેલેંજ કર્યા છતાં શાસ્ત્રાર્થ કરવા સિદ્ધ થયા ન હતા, એ સ્વામી દયાનંદનો અનુયાયી આર્યસમાજ વેદાદિશાસ્ત્રોના સ્વાધ્યાયથી કોરો છે એમ કોઇએ–ખાસ કરી શાસ્ત્રીજીએ–માનવાની જરાય જરૂર નથી. અસ્તુ. આર્યસમાજમાં સદ્‌ભાગ્યે અનેક વિદ્વાનો છે જેઓ શાસ્ત્રોમાં પારદશ્વા છે, અને તેવા પંડિતોમાંના એક (શ્રી. આચાર્ય પં. મયાશંકરજી શર્મા)ના શિષ્ય હોવાનું સદ્‌ભાગ્ય આ લેખકને પ્રાપ્ત છે. એટલે શાસ્ત્રીજીના ઉક્ત ચર્ચાપત્રના શાસ્ત્રીય જવાબો આપવા મારા માટે આનંદનો વિષય છે. રૂઢીવાદીઓ જેમ સોસ્યાલીઝમના નામથી ભડકે યા ગોધો જેમ લાલ વાવટાથી ભડકે તેમ **પ્રતિમા** શબ્દ જોઈ શાસ્ત્રીજીએ ભડકી તેનો અર્થ પત્થરની મૂર્તિ સમજી લેવાનો નથી. પોતાના લખાણમાં તેમણે તે માટે તેવો ઉલ્લેખ અનુપાયે '**न तस्य प्रतिमा**'વાળા પ્રમાણમાં કર્યો છે પણ ખરો! ખેર, ઉપરોક્ત **कासीत्** આદિ ઋગ્વેદના મંત્રની આગલી સંગતિ લગાડતાં શ્રી ઋષિ આપસ્તમ્બજી '**तत्र प्रथमा' यो यज्ञो विश्व**

तस्तन्तुभिः એ મંત્ર ઉપરની અવતરણિકામાં સ્પષ્ટ કહે છે કે अत्रापि यज्ञादीनां केषां चिद्भावानां सृष्टिः प्रतिपाद्यते अतः स्रष्टव्यत्वेन प्रधानभूतोयोऽर्थः सैव देवता આદિ પ્રધાન અર્થને દેવતા કહી 'अथ तृतीया'માં कासीत्प्रमा આદિ મંત્ર રજુ કરી તે પર ભાષ્ય કરતાં જણાવે છે કે, विश्वसर्जनोपायत्वेन प्रजापतिना सृष्टे यज्ञे विश्वस्य स्रष्टारो विश्वसृजोदेवाः– विश्वसर्जनाय तं यज्ञमन्वतिष्ठन् तस्मिन्समये जगतोनुत्पत्तेः जगदन्तः पातिनोयागोपकरणभूताः पदार्थाः कथमासन्नित्यनया प्रश्नः क्रियते । यद्वया विश्वे सर्वे साध्यादेवाः देवं प्रजापतिं अजयन्त तदानींतस्य यज्ञस्य प्रमा प्रमाणम् इयत्ताका कथभूतासीत् तथा प्रतिमा हविः प्रतियोगित्वेन मीयते निर्मीयते इति प्रतिमा देवता सा वा तस्य यज्ञस्य कासीत्तथा निदानमधिकरणं यागे अप्रवृत्तस्य प्रवर्त्तकम् फलं किंमासीत् तथा आज्यंघृतं एतदुपलक्षितं हविर्वातस्य यज्ञस्य किमासीत् આદિ આમાં **પ્રમા એટલે પ્રમાણ અને પ્રતિમા એટલે હવિપ્રતિયોગિનીદેવતા** કહે છે.

આમાં આપ જે (પત્થર)ની ઇશ્વર–મૂર્તિનો અર્થ કાઢવા માગો છો તે કદિ નીકળી શકે તેમ નથી. આપના ભાષ્યકાર, સાયણાચાર્યને તો આપે માનવા જ રહ્યા! ઋગ્વેદના મરાઠી ભાષાંતરકાર સનાતની પંડિત વિદ્યાનિધિ સિદ્ધેશ્વરશાસ્ત્રી ચિત્રાવ પણ તે મંત્રનો નીચે મુજબ અર્થ કરે છે! જુઓ, તેમનું ભાષાંતર.

"३ जेव्हां सर्व देवांनी देवाला पूजिलें तेव्हां त्याची मर्यादा काय होती? देवता काय होती? मुळ-तूपकाय

**होतें ? आणिसमिधा काय होत्या**" આદિ આમાંય પ્રમા , કે પ્રતિમાનો અર્થ મૂર્તિ ક્યાંય કર્યો નથી. દેવતા શબ્દનો અર્થ શ્રી૦ સાયણાચાર્ય સ્પષ્ટ રીતે **प्रधानभूतोयोऽर्थः सैव देवता** અર્થાત્ મંત્રનો જે પ્રધાન વિષય–Subject હોય તે તે મંત્રનો દેવતા એમ કરે છે. કોઇ વિશિષ્ટ ગણુના (જેનું પુરાણાદિકોમાં વર્ણન છે) દેવ નહિ ! **छंदांसि वै देवाः** શતપથ. ૮, ૨માં પણ કહ્યું છે કે વેદમંત્રો એજ દેવ છે. એટલે **कासीत्प्रमा**વાળું પ્રમાણ રજુ કરી આપે તો શ્રી૦ સાયણાચાર્યના પણ કાન કાપવાની ધૃષ્ટતા માત્ર કરી છે એટલું જ વિદ્વાનો આ પરથી જાણી શકશે. અર. વિદ્વતા કંઈ શ્રી૦ સાયણાચાર્યે પોતાને ઘેર રાખી હતી અને બીજાઓ વિદ્વાન્ નથી થઈ શકતા તેમ કહેવાનો મારો ભાવ નથી પણ કમમાં કમ સનાતની પંડિતો જેઓ સાયણાચાર્યને પ્રમાણરૂપ માને છે, તેમની વિરૂદ્ધ તો શાસ્ત્રી રેવાશંકરભાઇથી કદિ જઈ શકાશે નહિ અને આ મંત્રમાં સાયણાચાર્ય 'પ્રતિમા'નો અર્થ મૂર્તિ ક્યાંય કરતા નથી. છતાં શાસ્ત્રીજી તેમાંથી પત્થરની મૂર્તિપૂજા સિદ્ધ કરવા યત્ન કરે છે એ અયથાર્થ અને વેદમંત્રથી ઉલ્ટો છે. એ મંત્ર યજ્ઞપરક છે, જેને મૂર્તિપૂજા સાથે કશું સ્નાનસૂતક નથી, તો તેમાં મૂર્તિ ક્યાથી આવી પડે ? હા, બાકી શાસ્ત્રીજી, જેઓ સંસ્કૃત ભાષા જાણતા ન હોય અથવા વેદાદિ શાસ્ત્રોનો જેમને વ્યાસંગ ન હોય તેમને આવા મંત્રો રજુ કરી બનાવી જાય તો ભલે બનાવી જાય, પણ આર્યસમાજનો મારા જેવા એક સામાન્ય સભ્ય પણ આવી જાળમાં કદિ સપડાશે નહિ, એ શાસ્ત્રીજીએ ખૂબ સમજવું.

**પ્રમાણ ૨**

**अर्चत प्रार्चत प्रियमेधासो अर्चत अर्चन्तु पुत्रका । उत्पुरं न धृष्णवर्चत । ऋ० ८–७–६–८**

આ મંત્ર રજુ કરી આમાંથી શાસ્ત્રીજીએ ક્યાંય મૂર્તિપૂજા સિદ્ધ કરી નથી. હા, શાસ્ત્રીજી જણાવે છે કે 'હે અધ્વર્યાદિ! તમો પરમાત્મા ઈંદ્રનું પૂજન કરો.' હું આથી જાણવા માગું છું કે અહીં શાસ્ત્રીજી 'પરમાત્મા ઈંદ્ર' શબ્દોથી કોનું ગ્રહણ કરવા માગે છે? **इदि ऐश्वर्ये** એ ધાતુથી સિદ્ધ થતો ઈંદ્ર શબ્દ જે ઐશ્વર્યવાન પરમાત્માનો વાચક છે, તેનું ગ્રહણ કરવા માગે છે કે અહલ્યાનો જાર ઈંદ્ર (પૌરાણિક દેવ) જે ગૌતમ ઋષિના શાપથી સહસ્રભગ (વાન્) થયો હતો તે કામી ઈંદ્ર દેવનું ગ્રહણ કરવા માગે છે? અગર 'પરમાત્મા ઈંદ્ર'થી તેઓ પરમેશ્વરનું જ કેવળ ગ્રહણ કરવા માગતા હોય તો તે મને સંમત છે. વળી 'પૂજન' શબ્દથી શાસ્ત્રીજીએ ઘંટા–આરતી દ્વારા તથા ધૂપનૈવેદ્ય દ્વારા પાર્થિવ પૂજા અર્થ કરવાની જરૂર નથી. કેમકે સર્વવ્યાપક પરમાત્માની (જે હોવામાં શાસ્ત્રીજી 'પંડિત' હોવાથી ના પાડી શકશે નહિ.) એક સ્થળે સ્થૂળ પૂજા થઈ શકે નહિ એ સર્વશિષ્ટ બીના છે. **पूजनं नाम सत्कारः** પૂજા એટલે સત્કાર. તે પરમાત્માનો તથા અધ્વર્યુ વગેરે અને પ્રિયમેધાના ગોત્રવાળાઓ અને નહિતર તમામ ગોત્રવાળાઓ પોતે તથા પુત્રપૌત્રાદિ સાથે મળી સત્કાર કરે એમાં મને વાંધો નથી અને પરમાત્માનો સત્કાર–પૂજન એટલે પરમાત્માના ગુણોનું ધ્યાન ધરી તેની સ્તુતિ કરવી તેમાં કોને વાંધો હોઇ શકે?

અને જો શાસ્ત્રીજી 'ઈંદ્ર' પરમાત્માવાચક ન માનતાં દેવ
શિષ્ટ જે શચીનો પતિ મનાય છે, તેનું પૂજન કરવાનું
મંત્રથી જણાવતા હોય તો તેમને પ્રશ્ન છે કે જે ઈંદ્રને પુરા
દિઓએ કામી-જાર, ઇર્ષ્યાખોર, (કોઇના સો યજ્ઞ પુરા થવા
ન દે. તેમાં વિઘ્ન નાખવા જાતજાતના પ્રપંચો કરે) તપસ્વીઓ
તપ ભંગ કરનાર, અપ્સરા ગણાતી વેશ્યાઓની પલટણનો ન
નાયક આદિ વર્ણવ્યો છે (અને જેની સાબીતી માટે શાસ્ત્ર
પુરાણોના શ્લોકોની રાંગની રાંગ ખડી કરવા મને ફરજ
પાડે અને આથી ટુંકામાં જ સમજી જશે.) તે દેવના ઉ
ગુણો (?) માટેજ તેનું પૂજન કરવાનું આપ આ મંત્ર
સાબીત કરવા માગો છો? એમ હોય તો આપ વેદોનું ગૌ
વધારવાને બદલે ઘટાડો છો અને સંસારમાં એક વ્યભિચા
લડાઇખોર, ડરપોક, (રાક્ષસો સાથેના યુદ્ધમાં ભાગી જન
જાય એવા દેવનું પૂજન કરવાનું કહી વેદોને હાસ્યાસ્પદ ન
ગર્હણીય બનાવો છો. આપને એમાંથી જે અર્થ ઇષ્ટ હોય
રીતે પણ આ મંત્રથી મૂર્તિપૂજન આપ સિદ્ધ કરવામાં છેક
નિષ્ફળ ગયા છો. એ સ્પષ્ટ છે કે 'ઇંદ્ર'નો અર્થ ઐશ્વર્યવ
પરમાત્મા એમ સ્વામી દયાનંદ કે તેમના અનુયાયીઓ જ કર
નથી; પણ સનાતનીઓના માન્ય ભાષ્યકાર સાયણ પણ તે
અર્થ કરે છે. **इन्द्रो मायाभि पुरुरुप ईयते** એ ઋગ્વેદ
અ૦ ૮, અ૦ ૭, વ૦ ૩૩, મં૦ ૧૮ ઉપર ભાષ્ય કરતાં જણ
છે કે

"अन्ये मन्यन्ते इदि परमैश्वर्ये इत्यस्य धातो रर्था
गमादिन्द्रः परमात्मा सचाकाशवत् सर्वगतः सदानंदरु

અર્થાત્ બીજાઓ માને છે તેમ **इंदि परमैश्वर्ये** એ ધાતુ ઉપરથી 'ઈંદ્ર' શબ્દ પરમાત્માનો વાચક છે, જે પરમેશ્વર આકાશવત્, સર્વવ્યાપક અને સદા આનંદ રૂપ છે. આમાં સાયણાચાર્યને પણ ન છૂટકે ઈંદ્ર પરમાત્માનો વાચક અર્થ કરવો જ પડયો છે! ખરી રીતે તો સાયણાચાર્યની પ્રતિજ્ઞા છે કે પરમાત્મા એક જ છે અને ઇન્દ્ર, સૂર્યાદિ તેનાં ઉપનામો છે, જે ઋગ્વેદ ભાષ્યના ઉપોદ્‌ઘાતમાં નીચે મુજબ સ્પષ્ટ કબુલ કરે છેઃ

**सहस्रशीर्षापुरुष इत्युक्तत्वात् परमेश्वरायज्ञाद्यजनीयात्पूजनीया त्सर्वहुतः सर्वैर्हूयमानातः । यद्यपीन्द्रादय स्तत्र तत्र हूयन्ते तथापि परमेश्वरस्यैवेन्द्रादिरूपेणावस्थानादविरोधः । तथा च मन्त्रवर्णः– इंद्रं मित्रं वरुण मग्नि माहुरथो दिव्यः सुपर्णो गरुत्मान् । एकं सद्विप्रा वहुधा वदन्त्यग्निं यमंमातरिश्वानमाहुरिति ।** ઇત્યાદિ.

સાર એ છે કે પરમેશ્વર–યજ્ઞ–પૂજનીય–સર્વથી હુયમાન છે. જો કે ઇન્દ્રાદિ, ત્યાં ત્યાં બોલાવાય છે, તોપણ પરમેશ્વર જ ઇન્દ્રાદિ રૂપે અવસ્થિત રીતે રહેલો હોવાથી તેમાં વિરોધ નથી. એક જ ઇશ્વરનાં ઇન્દ્ર, મિત્ર, વરૂણ, દિવ્ય, સુપર્ણ, ગરુત્માન, અગ્નિ, યમ, માતરિશ્વા, આદિ વિવિધ નામો વિદ્વાનો કહે છે! આદિ.

ઇંદ્ર શબ્દનો અર્થ સાયણાચાર્ય ઋગ્વેદના **शाची व ईंद्र** એ ૪–૧૫–૩ મંત્રમાં 'બુદ્ધિમાન' એવો પણ અર્થ કરે છે. જુઓ ઉપલા ( **शचीव ईंद्र** ) એ મંત્રનું ભાષ્ય કરતા સાયણાચાર્ય જણાવે છે કે "**शचीवः शचीति प्रज्ञामहे ईंद्र ! शचीवः–प्रज्ञावन् !** " આદિ. આથી 'ઇન્દ્ર' એ પરમાત્માનું જ નામ છે. કોઇ દેવ વિશેષ વિદ્યમાન નથી એ સાબિત થઇ શકે

છે અને ઈન્દ્રને શચીપતિ કહ્યો છે, તે શચી-ઇન્દ્રાણીના ધણી તરીકેના પૌરાણિક અર્થમાં નહિ, પણ શચી-પ્રજ્ઞા-reasonના સ્વામી ઈશ્વરના અર્થમાં વ્યવહૃત થાય છે. પુરાણોમાં શચીપતિનો અર્થ ઇન્દ્ર થાય તે સાથે મારે સંબંધ નથી. પણ વેદોમાં ઇન્દ્રનો અર્થ શચીપતિ-પ્રજ્ઞાવાન પરમેશ્વર એ થાય છે. દેવ વિશેષ નહિ. અસ્તુ.

**अर्चत प्रार्चत** આદિ એ મંત્રથી ઇન્દ્રનું પૂજન કરવાનું શાસ્ત્રીજીએ સાબીત કરવા યોગ્ય ધાર્યું છે; પણ આ મંત્રમાં ક્યાંય 'ઇન્દ્ર' એ નામ જ નથી! અને આપ આગલા પાછલા મંત્રોની સંગતિને બળે 'ઇન્દ્ર' શબ્દને અહિં જોડવા માગતા હો તો મહારાજ! આ પ્રકરણ યજ્ઞને લગતું છે, અને તેમાં 'ઇન્દ્ર' શબ્દનો અર્થ ઐશ્વર્યવાન્ પરમાત્મા થાય છે; કેમકે ગીતાજીમાં પણ સર્વ યજ્ઞનો ભોક્તા પરમાત્મા છે. (ઇન્દ્ર 'દેવ' નહિ) એમ સ્પષ્ટ લખ્યું છે. અતઃ તેનું પૂજન ઇષ્ટ છે. 'પૂજન'નો અર્થ સ્તુતિ દ્વારા અર્ચન એ હું જ કરતો નથી. આપના ભાષ્યકાર શ્રી. સાયણાચાર્ય પણ કરે છે. જુઓ આ મંત્ર પર તેમનું નીચલું ભાષ્યઃ-' **हे अध्वर्य्यादयो यूयं ईन्द्रं अर्चत पूजयत स्तुत्या प्रार्चत प्रकर्षेणार्चतेन्द्रमेव।** આદિ સનાતની ભાષાંતરકાર ચિત્રાવ શાસ્ત્રી પણ આ મંત્રના પોતાના મરાઠી ભાષાંતરમાં નીચલો અર્થ જણાવે છે.

' "**हे स्तोते हो! स्तुति करा. जोरानें स्तुति चालुंद्या हे प्रियमेधसंद्दो! स्तोत्रे ह्मणा. मुलें हि ईन्द्राला स्तवोत. धैर्यशाली पुढान्या प्रमाणें ईन्द्राचें स्तवन करा॥**"

આમાં 'સ્તવન'નો અર્થ સ્તુતિ સિવાય બીજો શું છે? આપના

માન્ય ભાષ્યકારોના અર્થ પ્રમાણે પણ આમાંથી ઘંટાઘડિયાળ સાથે (પત્થર) પૂજા કરવાનું ક્યાંય વિધાન નજરે પડતું નથી, અને આપે લીધેલી તકલીફ એળે જાય છે, તેમાં 'મૂર્તિપૂજા'ના પાખંડ વિના તમે કોનો વાંક કાઢી શકો તેમ છો? પણ 'પૂજન' એટલે સ્તુતિ–સત્કાર એ અર્થ માટે મારે અન્યત્ર જવાનીયે જરૂર નથી. ખુદ શાસ્ત્રીજી 'પૂજન'નો અર્થ 'નમસ્તે કરવા' એમ પોતે ઉદ્ધૃત કરેલા **उद्यते नमः** ના મંત્રમાં જ સ્વીકાર કરે છે! પણ અમારા નમસ્તે કરવામાં ઘંટાઘડિયાળ કે પ્રસાદની જરૂર નથી હોતી! પૂજનનો અર્થ 'નમસ્તે'જ બધા સનાતનીઓ શાસ્ત્રીજી પેઠે કબુલ કરે તોયે મૂર્તિપૂજાના પાખંડમાંના ઘંટા–ઘડિયાળનો મોટો તમાશો અને ધર્તિંગ બંધ થાય; એમ થાય તોયે ઇષ્ટ છે.

**પ્રમાણ ૩**

**नमस्तेऽस्तु विद्युते नमस्ते स्तनयित्नवे ।**
**नमस्तेऽस्त्वश्मने येनादूडाशे अस्यति ॥**

અથર્વવેદ, કાં. ૧, સૂક્ત ૩. મં. ૧

આ મંત્ર રજુ કરી શાસ્ત્રીજી જણાવે છે કે "વિજળીને પ્રણામ છે, ગર્જનાને પ્રણામ છે, પત્થરને પ્રણામ છે કે જેનાથી ઘા લાગે છે. આ મંત્રમાં પત્થરને પ્રણામ કરવાનું લખ્યું છે!"

**मुखमस्तीति वक्तव्यं दशहस्ता हरीतकी**ની પેઠે શાસ્ત્રીજીને જ્યાં ત્યાં પત્થર જ સમજવાનું સૂઝે છે! તેમની વિદ્વતા ઉપર મોટો પત્થર પડયો છે તે ઉપાડયો ઉપડતો જ નથી એનો મને ખેદ છે!! સામાન્ય બુદ્ધિથી શાસ્ત્રીજીએ જણાવેલ અર્થ માની લઇએ તો શાસ્ત્રીજી જણાવે કે વિજળીને પ્રણામ છે,

ગર્જનાને પ્રણામ છે, તેમાં વિજળી અને ગર્જના સાથે 'પત્થર' ઓચિંતા ક્યાંથી આવી પડયો ? વિજળી અને ગર્જનાનો પારસ્પરિક સંબંધ સમજી શકાય છે; પણ એ વિજળી અને ગર્જના વચ્ચે શાસ્ત્રીજીનો 'પત્થર' અકાંડતાંડવ કરતો અસંબંદ્ધ રીતે ક્યાંથી કૂદી પડયો ? જો પત્થરનો અર્થ Stone જ અર્થ, શાસ્ત્રી કરતા હોય તો આ વેદ મંત્ર જેવો બીજો કોઇ મંત્ર અસંબંદ્ધ નહિ જ થાય ! પણ 'પત્થરને પ્રણામ છે કે જેનાથી ઘા લાગે છે' એ શાસ્ત્રીજીનું વાક્ય જ બતાવે છે કે શાસ્ત્રીજી પત્થરને પ્રણામ કરવાનું લખે છે; તે પત્થર એટલે Stone નહિ પણ બીજું કંઇક હોઇ શકે. કેમકે જ્યારે વર્ષાઋતુ હોય ત્યારે વિજળીના કડાકા અને ભડાકા તથા ગર્જના થવી યોગ્ય છે; પણ ત્યાં જે લાગે છે તે પત્થર–Stone ક્યાંથી આકાશમાંથી વરસી પડે ? હા, જ્યારે કોઇ તારો તૂટી પડે ત્યારે તે તૂટતા ઉપગ્રહના ખંડો પડે એ સંભવિત છે, પણ શાસ્ત્રીજીની કલ્પના ત્યાં સુધી જવા ના પાડશે. કેમકે જે ઉપગ્રહ હવે પછી તૂટવાનો હોય તેના પત્થરને નમસ્કાર કરવાનું વેદ જણાવે તો અનેક નવીન આપત્તિઓ ઉઠાવી શકાય, પણ શાસ્ત્રીજી તેમ માનતા નથી. (અન્યથા દોષારોપણ કરી જ દેતે) એટલે તેની ચર્ચામાં નહિ ઉતરૂં. ખરી રીતે અહિં '**अश्मने**' શબ્દનો અર્થ '**વરસાદના કરા**' એ થાય છે અને એ અર્થ લેતાં આખા મંત્રની સંગતિ પણ બેસી જાય છે કે વર્ષા ઋતુંમાં વિદ્યુતના ચમકારા હોય છે. ગર્જનાના કડાકા હોય છે અને સાથે સાથે મુશળધાર વરસાદ અને કરાઓ પડે છે. એ કરાઓ પત્થર જેવા હોય છે અને શાસ્ત્રીજી કહે છે તેમ તે લાગે પણ છે ! વિદ્યુત–ગર્જના અને કરા એ વિજ્ઞાન તથા સૃષ્ટિ નિયમાનુકૂલ હોઇ બુદ્ધિ પણ માની શકે તેમ

છે. જ્યારે '**अश्मन्**' શબ્દનો અર્થ શાસ્ત્રીજીનો 'પત્થર' એ અહીં અઘટિત અર્થ છે. શાસ્ત્રીજી! વેદોના અર્થ કરતાં ભૌતિક અર્થને જ દૃષ્ટિમાં રાખશો તો આપ કદિ વેદાર્થમાં સફળ થવાના નથી, પ્રત્યુત વેદો ઉપર અસંબંદ્ધતા, જલ્પન અને પાશ્ચાત્યો આક્ષેપ કરે છે તેમ ભરવાડનાં ગીતો હોવાના એ જુઠા આક્ષેપોને પુરવાર કરશો, જે હું માનું છું કે તમોને ય ઇષ્ટ નહિ જ હોય. એટલે આ મંત્રથી યે આપની ઇષ્ટ સિદ્ધિ થઈ શકે તેમ નથી. આપની ઇચ્છા હોય તો મારી વાત કબુલ કરજો, અન્યથા એક પત્થર નો શું ગણ દુનિયાભરના પહાડો તથા સમુદ્ર પરના કાળી મીંઢ પત્થરોને પૂજ્યા કરો તેમાં આપ સરમુખત્યાર છો, પણ એમ કરવામાં આપ માથું ફોડયા સિવાય કંઇ લાભ મેળવવાના નથી, એનો મને તથા સમજુ માણસોને અફસોસ રહી જશે! પછી આપની મરજી!!

**પ્રમાણ ૪:**

> यो देवेभ्य आतपति यो देवानां पुरोहितः ।
> पूर्वो यो देवेभ्यो जातो नमो रुचाय ब्राह्मये ॥
>
> યજુર્વેદ ૩૧-૨૦.

આ મંત્ર રજુ કરી-શાસ્ત્રીજી (ભૌતિક) સૂર્યને પ્રણામ કરવાનું જણાવે છે. એક વખત દુર્જનતોષ ન્યાય પ્રમાણે માની લઇએ કે શાસ્ત્રીજી જણાવે છે તે જ અર્થ આ મંત્રનો છે. તો શાસ્ત્રીજીને પૂછું છું કે ભૌતિક સૂર્ય એ ચેતન છે કે જડ? કેવલ બ્રહ્મનો અનવયવભૂત હોવાથી તે ચેતન થઈ જાયછે એમ માનવાની ધૃષ્ટતા કરી શકશો? આપના અર્થની યથાર્થતા Science—વિજ્ઞાન સાથે અનુકૂળ આપે સાબીત કરવી રહેશે. મારા આત્માના

સંસર્ગથી મારો જમણો હાથ શક્તિયુક્ત થઇ આપને આ પ્રત્યુત્તર લખી રહ્યો છે, માટે મારો હાથ સ્વયં ચેતન થઇ ગયો એમ માનવા તૈયાર છો ? જો નહિ તો પછી બ્રહ્મનો અવયવભૂત હોવા છતાં ભૌતિક સૂર્ય કદિ ચેતન થઈ શકે નહિ. જે ચેતન નહિ તે જડ અને જડને નમસ્કાર કરવાનો કંઈ અર્થ નથી. જે જડ સ્વયં કદિ સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ જઈ શકતો નથી, અને કોઇને કંઇ નુકશાન કરી શકતો નથી, તેને નમસ્કાર કરવામાં બુદ્ધિમત્તા પણ નથી. બીજું આપ મંત્રાર્થ કરતાં જણાવો છો કે "જે (સૂર્ય) બધા દેવોની પહેલાં પેદા થયેલ છે." તો આપને પુરાણની સૃષ્ટિ-ઉત્પત્તિ યાદ રહી છે કે નહિ ? પુરાણમાં જણાવાયું છે કે કાશ્યપે દક્ષ પ્રજાપતિની ૧૩ કન્યાઓ સાથે લગ્ન કર્યું હતું. તેમાં સૌ. દિતિથી દૈત્યો અને શ્રીમતી અદિતિથી આદિત્ય-સૂર્ય, દનુથી દાનવો, કદ્રૂથીથી સર્પ, વિનતાથી પશુ પક્ષીઓ આદિ પેદા કર્યા ! અતઃ એવા શ્રી. કાશ્યપ મહારાજને પણ જો આપ દેવ માનો તો એ તો આપના સૂર્યના પિતા થયા ! પછી આપનું કથન કે સૂર્ય "જે બધા દેવોની પહેલાં પેદા થયો છે" એ અર્થ ખોટો ઠરે છે અને કાશ્યપ ઋષિને દેવતા ન માનો તો તો આપના પર આફત જ છે કે આપના તમામ દેવતાઓનો સગો બાપ એક માનવી હતો ! એ રીતે પણ આપનો અર્થ અયુક્ત છે. આપના પુરાણમાં લખ્યું છે કે વિષ્ણુ સાગર પર સૂતા હતા, તેની નાભિમાંથી કમળ પ્રકટયું અને તેમાંથી બ્રહ્મા પેદા થયા. અને તે બ્રહ્માએ સકળ બ્રહ્માંડ (પૃથ્વી, સૂર્ય, ચંદ્રાદિ) બનાવ્યું ! આ મુજબ પણ આપનો સૂર્યદેવ સર્વ દેવોની પ્રથમ પેદા થયો બની શકતો નથી! પુરાણોને આપ ન માનો એ સાહસ આપથી થઇ શકે એમ નથી !! એ સ્થિતિમાં મરાઠી કહેવત મુજબ આપને इकडे आड व

**तिकडे विहीर** એ ઘાટ થયો ! શાસ્ત્રીજી આપનો છુટકારો ભારે મુશ્કેલ છે !

"**आप बंधाहू आप खुलू मैं तू न विचमें बोल.**"

એ મૈથિલી શરણ ગુપ્તની કવિતાની કડી વિના આપની પાસે કંઇ ઉત્તર હોઇ ન શકે. ખેર, પણ આપ જે 'સૂર્યદેવતા'ને પ્રણામ કરવાની વાત આમાં જણાવો છો, તે સૂર્યદેવતાનું નામોનિશાન આખા મંત્રમાં ક્યાંય નથી ! અને જો સંગતિપૂર્વક 'સૂર્ય' ને અહિં આગળ પાછળથી ખેંચી લાવો તો તેનો ભૌતિક અર્થ પણ આપ કહો છો તેમ ન થતાં નીચે મુજબ થઇ શકશે. (જુઓ, આ મંત્ર પર સ્વામી દયાનંદજીનું ભાષ્ય). સૂર્ય જે પૃથ્વ્યાદિ પંચ મહાભૂતોરૂપી દેવોનેય તપાવે છે **(यो देवेभ्य आतपति)** તથા જે પંચભૂતાદિ દેવોથી **પ્રથમ** ઉત્પન્ન થયો છે, તે રૂચી કરાવનાર **બ્રાહ્મયે** બ્રહ્મના સંતાનરૂપ સૂર્યથી **(अत्रोभयत्र पंचम्यर्थे चतुर्थी) नमः** અન્ન ઉત્પન્ન થાય છે. **(नम इति अन्न नामसु पठितम्)** આ શાસ્ત્રશુદ્ધ અર્થ છે અને વિજ્ઞાનને અનુકૂળ તથા સૃષ્ટિનિયમાનુકૂલ અર્થ એ છે કે સૂર્ય એ પૃથ્વી વગેરેને તપાવે છે અને પૃથ્વીની પહેલાં ઉત્પન્ન થયો છે. (વિજ્ઞાન પણ કહે છે કે આ પૃથ્વી પહેલાં સૂર્યમંડલનો એક ભાગ હતો, કાળાંતરે તેમાંથી આ પૃથ્વીનો ટૂકડો છૂટો પડયો અને ઠંડો થતાં થતાં નિવાસને યોગ્ય બન્યો તે ટૂકડો તે આ પૃથ્વી.) અને સૂર્યથી અન્ન પણ ઉત્પન્ન થાય છે. આપના જડ સૂર્યને નમસ્કાર કરવા કરતાં આ અર્થ વધુ બુદ્ધિગમ્ય છે, એટલે આપે ઉધ્ધૃત કરેલા આ મંત્રથી પણ આપના મનની મુરાદ બર આવી શકતી નથી.

## પ્રમાણુ ૫

**हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।**

**योऽसावादित्ये पुरुषः सोऽसावहम् ॥** યજુ૦ ૪૦–૧૭

આ મંત્ર રજુ કરી શ્રી. રેવાશંકરભાઈ જણાવે છે કે 'તેજોમય પાત્રમાં સત્ય બ્રહ્મનું શરીર છુપાયું છે. જે સૂર્યમાં પુરુષ છે, તે હું છું. આમ વેદોના અનેક સ્થળોમાં **સંસારી પદાર્થોનું પૂજન** લખ્યું છે!'

શાસ્ત્રીજી આવા જ વેદોના જો અર્થ કરવાના હોય તો પછી વેદ વિદ્યા પાછળ શ્રમ કરવો વ્યર્થ છે. ભાંડારકરનાં બે પુસ્તકો ભણેલો કોઇ અંગ્રેજી પાંચમા કે છટ્ઠા ધોરણનો વિદ્યાર્થી પણ વેદનો પંડિત સહેલાઇથી થઇ શકે. આપનો ઉપલો અર્થ પણ એ વિદ્યાર્થી કરતાં કોઇ રીતે શ્રેષ્ઠ નથી, એ મારે ખેદ સાથે કહેવું પડે છે. આપના અર્થ પર આવતાં હું આપને પૂછું છું કે આપનો અર્થ ખરો છે તો કૃપા કરી આપ જવાબ આપશો કે જે બ્રહ્મનું શરીર તેજોમય પાત્રમાં છુપાયું છે, તે પાત્ર તમારા બ્રહ્મ કરતાં મોટું છે કે નાનું? નાનું તો સંભવી શકે નહિ, કેમકે નાનું હોય તો બ્રહ્મના શરીરને તે છૂપાવી-સમાવી શકે નહિ. તો જો તે પાત્ર બ્રહ્મ કરતાં મોટું હોય તો પછી બ્રહ્મ શબ્દની વ્યુત્પત્તિ **सर्वेभ्यो बृहत्वाद् ब्रह्म। ओ३म् खं ब्रह्म** સર્વથી મહાન્ હોવાથી તે ઇશ્વરનું નામ 'બ્રહ્મ' છે. અને તે આકાશ પ્રમાણે સર્વ વ્યાપક છે એ મિથ્યા કરે છે, કેમકે આપના બ્રહ્મને તો ઢાંકનારૂં એક તેજોમય પાત્ર છે, જે બ્રહ્મના કરતાંયે મોટું છે! એટલે બ્રહ્મ પરિચ્છિન્ન થઇ ગયો. બ્રહ્મ પરિચ્છિન્ન થયો, એ તો આપને અનુકૂળ આવી જાય એ હું જાણું છું; પણ

એટલાથી આપનો પિંડો છુટવાનો નથી. એ પરિચ્છિન્ન બ્રહ્મનું તેજોમય પાત્ર કોણે બનાવ્યું ? ક્યારે બનાવ્યું ? કેટલા વખતમાં બની રહ્યું ? હાલ તે પાત્ર છે કે નહિ ? છે તો કયાં છે ? શામાંથી બનાવ્યું, અને તેમાં બ્રહ્મનું શરીર હાલ છુપાયું છે કે બહાર નીકળી ગયું છે ? બહાર નીકળ્યું તો ક્યારે નીકળ્યું અને કયાં ગયું ? આદિ સવાલો છે, જેના જવાબો આપનાથી કદિ આપી શકાવાના નથી.

ખરૂં જોતાં **हिरण्मयेन पात्रेण** એ મંત્ર તો રૂપકાલંકાર છે અને તેથી એ અર્થ નીકળી શકે કે હિરણ્ય–સોનાથી સત્યનું મુખ–સ્વરૂપ ઢંકાએલું છે અર્થાત્ સંસારમાં સત્ય ઉપર સુવર્ણ રાજ્ય કરે છે. પૈસાદાર જે કહે તે ખરૂં–સત્ય માનવામાં આવે છે. એ અર્થ થઇ શકે છે, જે અનુભવગમ્ય તથા તર્કયુક્ત છે. અને **योऽसा वादित्ये पुरुषः** એ મંત્રાર્દ્ધનો અર્થ આપ કહો છો તેમ ખરેખર ' સૂર્યમાં પુરુષ તે હું છું ' એમ નથી. જો સૂર્યમાં પુરુષ છે એ આપ હો તો આપ સ્વયં બ્રહ્મ બની (આપને એ નવીન વેદાન્તવાદ ઇષ્ટ છે ? ઇષ્ટ હોય તો જણાવશો, જેથી તેની યે પરીક્ષા થઇ શકે) ગયા અને તેમ ન હોતો સૂર્યનો ધર્મ છે કે ગમે તેને બાળી મૂકે છે, પછી આપની પુરુષાકાર ગમે તે અને ગમે તેની આકૃતિ કેમ ન હોય ? પરંતુ એ મંત્રાર્દ્ધનો અર્થ તો આપ પણ આગળ જેમ જણાવો છો તેમ ' સૂર્યમંડળમાં વ્યાપ્ય અધિષ્ઠાના દેવને ઇશ્વર કહ્યો છે ' તે અમુક અંશે ઠીક છે, પણ એથી સૂર્યને પ્રણામ કરવાનું કયાં આવે છે ? અને એ મંત્રથી મૂર્તિપૂજન વૈદિક કેવી રીતે તમે સિદ્ધ કરી શકો છો? 'આદિત્ય' શબ્દ જોઇ આપ ભૌતિક અર્થનું (આપના શબ્દમાં

'સંસારી પદાર્થનું') જ કેમ ગ્રહણ કરો છો! આદિત્ય શબ્દથી પ્રભુની કલ્પના આપને કેમ નથી આવતી? જુઓ આદિત્ય શબ્દથી પરમાત્માનું ગ્રહણ થાય છે યથા—

**तदेवाग्नि स्तदादित्य स्तद्वायुस्तदुचन्द्रमाः ।**
**तदेव शुक्रं तद् ब्रह्म ता आपः स प्रजापतिः ॥**

શ્વેતાશ્વતર ઉપનિષદ્ ૪-૨

એ પરમાત્મા જ અગ્નિ, આદિત્ય, વાયુ, ચંદ્ર, શુક્ર (બલશાલી, પવિત્ર) બ્રહ્મ, આપ અને પ્રજાપતિ આદિ નામોવાળો છે. એટલે આપે જણાવ્યું તેમ 'ગાયત્રી મંત્રમાં સૂર્ય પ્રત્યે એવી પ્રાર્થના છે કે તેઓ અમારી બુદ્ધિને સારા કામમાં પ્રેરે.' એ પણ યુક્ત નથી. કેમકે ગાયત્રી મંત્રમાં ક્યાંય સૂર્ય શબ્દ પડ્યો નથી. હા, **सवितुः** એ ષષ્ઠયન્ત શબ્દ છે. જેનો અર્થ સવિતાનું એ થઈ શકે. પણ એ સવિતા શબ્દથી આપને લૌકિક સૂર્યનું ગ્રહણ કરવામાં કંઇ પ્રમાણ નથી. લૌકિક સૂર્ય જડ હોવાથી કોઇની બુદ્ધિને સારા યા નઠારા કામમાં જોડી શકે જ નહિ. પણ **સવિતા** શબ્દનો ધાત્વાર્થ તો **सुनोत्युत्पादयति सर्वं जगत् स सविता परमेश्वरः** એજ થઈ શકે કે જેણે સર્વ જગત્ (सु to create) ઉત્પન્ન કર્યું, તે પરમાત્માનું નામ **સવિતા** છે. કેવળ લૌકિક સૂર્યનું જ નામ સવિતા છે એમ નથી. એટલે ગાયત્રી મંત્રમાં એ સવિતા પરમાત્માને પ્રાર્થના કરી છે કે બુદ્ધિને સારા કામમાં પ્રેરે. આ ગાયત્રી મંત્રમાં **સવિતા** શબ્દથી પરમાત્મા અર્થ મારા ઘરનો જ નથી. આપના માન્ય ભાષ્યકાર મહીધર પણ તેજ અર્થ કરે છે. જુઓ :

યજુર્વેદનો અધ્યાય ૨, મં. ૩૫, જે ગાયત્રી મંત્ર છે, તે પર ભાષ્ય કરતાં કહે છે :

'तदिति षष्ठयर्थे तस्य देवस्य द्योतनात्मकस्य सवितुः प्रेरकस्यान्तर्यामिणो विज्ञानानन्दस्यभावस्य हिरण्यगर्भो-पाध्यवच्छिन्नस्य वा आदित्यान्तरपुरुषस्य वा ब्रह्मणो वरेण्यं वरणीयं सर्वैः प्रार्थनीयं भर्गः सर्वपापानां सर्वसंसारस्य च भर्जनसमर्थतेजः सत्यज्ञानानन्दादिवेदान्तप्रतिपाद्यं वयं धीमहि ध्यायामः । 'वीर्यं वै भर्ग' इति श्रुतेः । यः सविता नोऽस्माकं धियः बुद्धीः कर्माणि वा प्रचोदयात्प्र-कर्षेण चोदयति प्रेरयति तत्कर्मानुष्ठानाय ।'

सविता पश्चात्तात्सविता परस्तात्सवितोत्तरात्सविता-धरात्तात ।
सविता नः सुवतुसर्वतातिं सवितानोरासतांदीर्घ मायुः॥

એ મંત્રનો સવિતા (આપના અર્થ મુજબ ભૌતિક સૂર્ય) પાછળ, આગળ, ઉપર, નીચે શું સર્વત્ર વ્યાપક છે? કેમકે આ મંત્રમાં **સવિતા**ને આગળ, પાછળ, ઉપર, નીચે એમ સર્વત્ર જણાવ્યો છે તેનું શું કરશો ? ભૌતિક સૂર્ય એ અર્થ **सविता** શબ્દનો લઇ આ મંત્રની યથાર્થતા આપ કદિ જણાવી શકશો નહિ, પણ **सविता वै सर्वस्य प्रसविता।** શતપથ. શબ્દથી જગદુત્પાદક લેશો તો તે સર્વવ્યાપક હોવાથી અર્થની સંગતિ લાગી જશે. **सविता** શબ્દનો અર્થ પરમેશ્વર આર્યસમાજીઓ જ કરે છે એમ ધારશો નહિ. ઋગ્વેદ ૧૦-૯-૧૮૦-૧ **इन्द्रद्रुहा** મંત્રમાં **सविता** શબ્દનો અર્થ સાયણાચાર્ય પણ **सर्वस्य स्वस्वकर्म-**

**सुप्रेरकः**-સર્વને સ્વકર્મમાં પ્રેરનાર-કહે છે તે તેમનું ભાષ્ય વાંચી ખાત્રી કરજો. આમ આપનો દાવો નીચલી તથા વરીષ્ટ એમ બેઉ તર્કની અદાલતોમાં ઉડી જઈ રદ થાય છે તે આપ જાણી શકશો.

**પ્રમાણ ૬.**

વેદમાં ગણપતિપૂજન જણાવતાં શાસ્ત્રીજી **गणानां त्वा गणपतिं हवामहे** એ યજુ૦ ૨૩-૧૯નો મંત્રાંશ રજુ કરી ગણપતિનું આવાહન (બોલાવવાનું) સિદ્ધ કરે છે !

શાસ્ત્રીજી ! આપને એક સવાલ છે. આ મંત્રમાં આવેલા **गणपति** શબ્દથી આપ કોનું ગ્રહણ કરો છો ? **गणपति** વાચક ઇશ્વરનું કે દેવ ગણાતા શંકરસુત-પાર્વતીતનય, લંબોદર (સુંઢવાળા, દુંદાળા **गणपति दादा मोरीया !** )નું ગ્રહણ કરો છો ? જો **'मूषकवाहन'** મહારાજ જે, સર્વ વિઘ્નહર્તા મનાય છે તેમનું ગ્રહણ હોય તો શાસ્ત્રીજી અનેક વિકટ પ્રશ્નો આપની સામે ખડા થાય છે, જેનું સમાધાન આપ કરી શકવાના **નથી**, સિવાય કે વેદોની મિટ્ટી પલીત કરો !

આપના આ મોદકપ્રિય દેવ ઉત્પન્ન થયા ( અને આપના પુરાણ કહે છે કે તેઓ પાર્વતીના શરીર ઉપરના મેલમાંથી ઉત્પન્ન કરાયા છે ! ) તે પૂર્વે વેદોમાંથી મૂર્તિપૂજન સિદ્ધ કરનારા આપના વડવાઓ કોનું પૂજન કરતા હતા ? અને જો ગણપતિનું પૂજન તેમની ઉત્પત્તિ પહેલાં ન થયું હોય તો તે તમામ કામો અમંગલ જ ગણાયાં હશે ને ? શંકરપાર્વતીના પરીણય વખતે કયા દેવનું સ્થાપન કરાયું હતું ? ગણપતિ સર્વ વિઘ્ન હર્તા છે તો તેમનું માથું ધડથી છુટું થવાનું છે એમ તે જાણતા

હતા કે નહિ? ધડથી માથું છુટું થતાં પાછું મળવાનું નથી એમ તેમને ખબર હતી કે નહિ? પોતા ઉપર ભયંકર વિઘ્ન (ધડથી માથું છુટું થવાનું) આવી પડવાનું છે એ જાણતા હતા કે નહિ? નહિ જાણતા હતા તો તેઓ સર્વજ્ઞ શાના? અને સર્વ વિઘ્નહર્તા શાના? કદાચ ભવિષ્યકાળ જાણી ન શકે તો આપણે તેને માફ કરી શકીએ પણ ભૂતકાળ પણ ન જાણી શકે તો તે 'દેવ' શાના? તેમનું માથું કોણ અને કયાં લઈ ગયા તેની પણ તેમને ખબર ન પડી, કે આખરે શંકરને હાથીના બચ્ચાનું માથું કાપી ગણપતિના ધડ પર ચોંટાડી દેવાની વારી આવી? આવા તો અનેક તર્કો થઈ શકે, જેના ગણપતિને એક દેવ વિશેષ માનવાથી આપનાથી કશા ઉત્તરો આપી શકાય તેમ નથી. અને આપના આ ગણપત્યાદિ દેવો પેદા થયા પછી જ વેદો થયા છે એમ આપ માનો છો કે શું? અન્યથા જેનું વર્ણન જેમાં હોય તે વર્ણ્યની પછી ઉત્પન્ન થયેલું હોવું જોઇએ એ નિર્વિવાદ છે, એટલે સૃષ્ટિની આદિમાં વેદો થયા એમ આપ નથી માનતા એમ સ્વીકારવું પડશે, અન્યથા આપના દેવવાચક નામોના આપ કરના ભૌતિક અર્થોની સંગતિ આપ કદિ લગાડી શકવાના નથી એ નિશ્ચિત માનજો. એ દ્રષ્ટિએ તો વેદમાં વિશ્વામિત્ર, ગંગા આદિ નામો આવે છે એટલે તેને ભૌતિક પદાર્થોની ઉત્પત્તિ પછી જ વેદો થયા એમ જ આપે માનવું રહ્યું, અને તેમ માનો તો પછી આપમાં અને પાશ્ચાત્ય વેદોના ટીકાકારોમાં વધુ અંતર નહિ રહે. એ સ્થિતિમાં આપ મૂકાઓ છો તેની કલ્પના શાસ્ત્રી મહારાજ! આપને આવે છે કે નહિ? આ તો 'લેને ગઇ પૂત ઔર ખો આઈ ખસમ' જેવી વિપરીત દશા તમારી થાય છે!! મતાગ્રહને વશ થઇ મૂર્તિપૂજન સિદ્ધ કરવા જતાં વેદોને જ તેની આખ્યા-

તિમત્તા, તેની અનાદ્યનંતતામાંથી આપ ધોઇ નાખો છો એ આપના જેવા બ્રાહ્મણવર્ણમાં જન્મેલા અને વેદાનુયાયી ગણાતા સજ્જન માટે યોગ્ય નથી !!!

બાકી આ પ્રસિદ્ધ મંત્ર ઉપર તો સ્વામી દયાનંદજીએ પોતાની ઋગ્વેદાદિભાષ્યભૂમિકામાં આપના ભાષ્યકાર મહીધરનો અશ્લીલ-બીભત્સ અર્થ ઉદ્ધૃત કરી આલોચના કરી છે, તે કૃપા કરી જોઇ જશો, તો આપને તેનો ખરો અર્થ જ્ઞાત થશે. એટલે આ મંત્ર પર વધુ ન લખતાં આપને પૂછવા માગું છું કે આપના મતાનુસાર કાત્યાયન સૂત્રાદિમાં અશ્વમેધ પ્રકરણમાં અશ્વમાં આનો વિનિયોગ કર્યો છે, એટલે **મરેલા ઘોડામાં ઇશ્વરનું આવ્હાન થાય છે; તેથી અહીં પણ ઈશ્વરનું આવ્હાન છે!** તો આપ કહેશો કે ઇશ્વર કયાં નથી, જેથી તેનું આપ આવ્હાન કરો છો? ઈશ્વરને સર્વવ્યાપક માનતા હો (અને તેમ ન માનો તો સેંકડો મંત્રો હું ઇશ્વર સર્વવ્યાપક છે તે સિદ્ધ કરતાં રજુ કરી શકીશ) તો આપ જ્યાં તેનું આવ્હાન કરવા માગો છો, ત્યાં તે શું નથી કે ત્યાં આવી શકે? સર્વવ્યાપકને ક્યાંય ન હોવાપણું સંભવી શકે જ નહિ. તેને આવવું—આવ્હાન અને જવું—વિસર્જન હોય જ નહિ. તેની શક્તિને પણ ક્યાંય આવવા જવાનું હોય, નહિ; કેમકે તેની શક્તિ તેમાં સન્નિહિત હોવાથી તે પણ સર્વત્ર છે. આવવું-જવું—આવ્હાન—વિસર્જન કેવળ સાકાર માટેજ સંભવી શકે. એટલે ઇશ્વરનું આવાહન કરવાનું કહેવું એ કેવળ ધતિંગ માત્ર અને અજ્ઞાનીઓને ધર્મને નામે લુંટવાની ઠગબાજી વિના કશું નથી. વાસ્તવમાં ઇશ્વર કયાંય આવતો નથી (આપના આવાહનના ગમે તેટલા બડબડાધ્યાયો ગબડાવવા છતાંય) તેમ ક્યાંય વિસર્જન થતો નથી; જો ખરેખર ઇશ્વરનું આપ આવાહન અને

'વિસર્જન કરી શકો તો ઈશ્વર આપના હાથનું રમકડું જ બની જાય. આપ અમુક અમુક બબડો એટલે તેણે બાપડાએ ફરજીઆત આવવું જ રહ્યું, અને જ્યારે આપ અમુક બબડો એટલે તેણે વિસર્જીત થવું જ રહ્યું. ભલેને ને મૂર્તિમાંથી તેને નીકળવાનું મન ન હોય તોય! એટલે આપ તો ઈશ્વરના પણ અધિષ્ઠાતા બન્યા!! ધન્ય શાસ્ત્રી મહારાજ, આપની પ્રતિભા અને ધન્ય આપની વેદાર્થ કરવાની શૈલી!!! જે વેદોને આપ પરમાત્માની વાણી માનો, ને વેદમંત્રોથી જ તેને જકડાઈ આવવું અને વળી જવું રહ્યું! એટલે ઈશ્વર પોતે જ પોતાની વાણીનો ગુલામ!! એટલુંજ નહિ પણ આપ જેવા આવ્હાન–વિસર્જન કરનારા સનાતનીઓને ઉત્પન્ન કરનાર, ઇશ્વર સ્વયં તમારા જેવા ઉત્પાદના અધિકાર નીચે આવી તમારી ઇચ્છાનુસાર આવે અને જાય એવો ભયંકર પરાધિન!!! કોઈ તટસ્થને એ કલ્પના જ ભયંકર અને ઇશ્વરનું અપમાન કરનારી લાગે, પણ મૂર્તિપૂજકોનું તેથી રૂંવાડુંય ફરકવાનું નથી એ સમજી શકાય તેમ છે, કેમકે એ આવાહન–વિસર્જનની માયાજાળની પાછળ અનેક હેતુઓ છે, જે છોડી શકવા જેવી તેમની ત્યાગવૃત્તિ નથી! પણ મારો આ પ્રયાસ તેવા સ્વાર્થીઓ માટે નથી, એ હું અગાઉ જણાવી ગયો છું. મૂર્તિપૂજાના તૂતને ચલાવનારાઓના પંજામાંથી સામાન્ય જનતા બચે એ હેતુથી જ હું આ પ્રતિદલીલો રજુ કરૂં છું. આપ જો મરેલા ઘોડામાં પણ ઇશ્વરનું આવાહન કરી શકો છો તો આપના કોઇ નિકટના સંબંધી યા જાતિબંધુને મરતાં આપે આટલી ઉમરમાં કદિ જોયા છે કે નહિ? તે વખતે ડૉકટરને ન બોલાવતાં તેના અસ્થિ–પિંજરમાંથી ઉડી જતા પ્રાણપંખીનું આવાહન કરી કેટલાકને સજીવન રાખ્યા છે? તેનું એક લીસ્ટ કૃપા કરી ફુરસદે બનાવી મોકલશો તો પછી

ઇશ્વરના આવાહન વિસર્જનના આપના દાવા પર વધુ વિચાર થઇ શકશે. આપ ચેતનાસંયુક્ત શરીરમાંથી ચાલ્યા જતા જીવને એક ક્ષણ પણ થોભાવી શકતા નથી, તો ઇશ્વર જે મારો, તમારો અને આપણા સર્વેના વડવાઓનો પણ પિતા, તેને તમે આવાહન કેમ કરી શકો ? ધારો કે એક મૂર્તિમાં ઇશ્વરનું આવાહન કરવાનો બડબડાધ્યાય આપ શરૂ કરો, તે જ વખતે તે જ મૂર્તિમાંથી વિસર્જનનો ગડબડાધ્યાય હું શરૂ કરૂં તો ઇશ્વરની શું દશા થાય ? તેણે આવવું કે ન આવવું ? કેમકે બેઉ મંત્રોને તેણે વશ થવું એવી આપની ઇશ્વર પર નાદિરશાહી છે તો તેણે શું કરવું ? તે જણાવશો ? આવાહન-વિસર્જનને નામે ઇશ્વરની કેવી ક્રૂર ઠઠ્ઠા થાય છે તે શાસ્ત્રીજી આપના જેવા વિદ્વાનો થઈ ન સમજે તો સામાન્ય માણસોની શી ગતિ ? આહ, **स्वार्थे किमलज्जः प्रभो !**

કદાચ આ મંત્રમાં '**हवामहे**' ક્રિયાપદ જોઈ શાસ્ત્રીજી તેનો અર્થ આવાહન પરક કરતા હશે, પણ જો તેમ હોય તો તે આ સ્થળે સદંતર ખોટું છે. અત્રે તેનો અર્થ સ્વીકાર કરીએ છીએ. સ્તુતિ કરીએ છીએ એવો થાય છે. શાસ્ત્રીજી કહે છે કે "શતપથ અને કાત્યાયન સૂત્રમાં અશ્વમેધ પ્રકરણમાં અશ્વમાં આનો વિનિયોગ કર્યો છે." પણ શાસ્ત્રીજીને એ ખબર છે કે નહિ કે શતપથમાં 'અશ્વમેધ'નો શો અર્થ કર્યો છે ? જુઓ શતપથ. ૧૩-૨-૧૧-૧૪.

" प्रजापतिर्वै जमदग्निः सोऽश्वमेधः "

તથા મંત્ર ૧૬માં "**राष्ट्रमश्वमेधो यत ज्योतिरेव तद्राष्ट्रे दधाति ॥**" અર્થાત્ પ્રજાપતિ પરમાત્માને જ જમદગ્નિ કહે છે અને એજ અશ્વમેધ છે. 'અશ્વ' નામ ઇશ્વરનું પણ છે. જુઓ :

**अश्वो यत ईश्वरो वा अश्वः** શતપથ ૧૩-૩-૩-૫. અને તેની વ્યુત્પત્તિ **अश्नुते व्याप्नोति सर्वं जगत् सोऽश्व-ईश्वरः** જે સર્વ જગતને વ્યાપી રહે છે તે પરમેશ્વરનું નામ 'અશ્વ' છે, એ શાસ્ત્રીજીએ જાણવું રહ્યું. 'અશ્વ' એટલે ઘોડો એવો ભૌતિક અર્થ લેતાં તો આપના ભાષ્યકાર મહીધરે આ મંત્ર ઉપર ભયંકર અત્યાચાર કરી યજમાન પત્નીનો સમાગમ અશ્વ સાથે કરાવ્યો છે ! આવા અશ્લિલતા પરક અર્થો વેદમંત્રના હોય કે ? શાસ્ત્રીજીએ કદાચ સમજીને જ આખો મંત્ર રજુ નથી કર્યો, એટલે મારે પણ વધુ વિસ્તારમાં જવું યોગ્ય નથી, પણ એટલું સ્પષ્ટ છે કે ઉપર રજુ કરેલા શતપથ વચનાનુસાર અશ્વ-મેધનો અર્થ પરમેશ્વર અથવા રાષ્ટ્ર થાય છે. અશ્વ એટલે ઘોડો અને તેનો 'મેધ' એટલે કાપીને હવનમાં નાખવો એમ હરગીઝ હરગીઝ અર્થ અહીં થતો જ નથી એ શતપથની સાક્ષીએ મેં સિદ્ધ કર્યું છે. અસ્તુ !

**પ્રમાણ ૭.**

**तं यज्ञं बर्हिषि प्रौक्षन् पुरुषं जातमग्रतः ।**
**ते न देवा अयजन्त साध्या ऋषयश्चये ॥** યજુ. ૩૧-૯

શાસ્ત્રીજી આ મંત્ર રજુ કરી ફરમાવે છે કે 'સૃષ્ટિના આરંભમાં પ્રથમ ઉત્પન્ન થયેલા યજ્ઞપુરુષ (વિષ્ણુ)નું સૃષ્ટિરચયિતા પ્રજાપતિ અને મંત્રદષ્ટા ઋષિઓએ માનસિક યજ્ઞમાં પૂજન કર્યું.'

એક વખત શાસ્ત્રીજી કહે છે તેમ **ધારો** કે આ અર્થ બરાબર છે એમ માની લઈએ તો પણ ફલિત એટલું થાય છે કે 'માનસિક યજ્ઞમાં પૂજન કર્યું.' પણ એ માનસિક યજ્ઞમાં પૂજન કર્યું એટલે શું ? અને માનસિક યજ્ઞમાં પૂજન કેવી રીતે કર્યું ?

માનસિક યજ્ઞમાં પ્રત્યક્ષ પૂજન (શાસ્ત્રીજીનું અભિલષિત છે ને ધૂપ-નૈવેદ્ય આદિ યુક્ત પૂજન) કેવી રીતે શક્ય હોઇ શકે ? હા, માનસિક યજ્ઞનું પૂજન પણ માનસિક તો સંભવી શકે. અને પ્રત્યક્ષનું પ્રત્યક્ષ. પણ માનસિક યજ્ઞમાં પ્રત્યક્ષ પૂજન અઘટિત અને અશક્ય છે એ સામાન્ય વાત છે. પણ શાસ્ત્રીજી કરે છે તે અર્થ બરાબર નથી. 'યજ્ઞ પુરુષ'થી શાસ્ત્રીજી 'વિષ્ણુ'નું ગ્રહણ કરે છે, તેને કોઇ આધાર નથી. તે કેવળ શાસ્ત્રીજીને મૂર્તિપૂજન સિદ્ધ કરવાની તાલાવેલીથી ઉત્પન્ન થયેલી કલ્પના માત્ર છે. અહીં તો **यज्ञं पुरुषं**નો અર્થ **પૂજનીય પરમાત્મા** એવો થાય છે, પુરાણોએ કલ્પેલો વિષ્ણુ અહીં અભિલષિત નથી.

અહીં શાસ્ત્રીજી **जातम्**નો અર્થ 'ઉત્પન્ન થયેલા' એવો ક્રિયાપરક કરે છે તે યુક્ત નથી. કેમકે શાસ્ત્રીજીનો અર્થ માનીએ તો તો પરમાત્મા ઉત્પન્ન થનારો બને, જે વેદોના **अज, अनाद्यनन्त, अकाय,** આદિ વિશેષણોથી યુક્ત નથી. વળી જે ઉત્પન્ન થાય તે નાશ પણ પામે અને પરમાત્મા તો અવિનાશી અનેક વેદાનુકૂલ શાસ્ત્રોમાં તથા વેદોમાં ઠેર ઠેર વર્ણવ્યા છે. પણ **जातम्** એ શબ્દ **पुरुषं** એ શબ્દનું ક્રિયાવિશેષણ માનવાથી તેનો અર્થ 'વિદ્યમાન' એ અર્થ થઇ શકે જે સર્વથા આ વેદમંત્રમાં ઉપયુક્ત અને અનુકૂળ છે. અથવા **जातम्**નો અર્થ 'પ્રસિદ્ધ થઇ શકે છે. તે અર્થ પણ અત્રે ઘટી શકે તેમ છે. એટલે કે **यज्ञ पुरुष**–

(साध्याः) જ્ઞાની લોકોને તથા (देवाः) વિદ્વાનોને અને ઋષિઓને ઉપદેશ કર્યો, તેઓ તે પરમાત્માને સ્તુતિ, પ્રાર્થનોપાસના દ્વારા પૂજન કરે છે. આ મંત્રનો એ સરલાર્થ છે. 'देवाः' એ શબ્દનો અર્થ વિદ્વાનો એમ થાય છે. તેમાં શતપથ બ્રાહ્મણનું ૩–૭ પ્રમાણું પણ છે કે **विद्वाँसोहिदेवाः** અર્થાત્ વિદ્વાનો એ જ દેવો છે. શાસ્ત્રીજીએ આ મંત્રને વ્યર્થ ઉપસ્થિત કર્યો છે, તેનાથી તેમનો કશો અર્થ સરી શકતો નથી. વેદમંત્રોમાંના શબ્દો અથવા ક્રિયાપદોને લૌકિક સંસ્કૃત ભાષાના શબ્દો તથા ક્રિયાપદોના અર્થો પહેરાવવા એ વેદાર્થની રીત નથી. હા, ભાંડારકરનાં બે પુસ્તકો અથવા કૌમુદી ભણી કોઇ ભાષાંતર–શબ્દાર્થ કરે એ જુદી રીત છે. પણ એથી વેદાર્થનું તાત્પર્ય–રહસ્ય તેને કદિ સમજાય નહિ એમ વેદોના અભ્યાસી વિદ્વાનોનું કથન છે. ખરૂં જોતાં એ રીતે અર્થ કરવા પ્રયાસ કરવો એ ભાષાંતર કર્તા માટે હાસ્યાસ્પદ અને ધૃષ્ટતાભર્યું છે.

**પ્રમાણ ૮.**

**अदो यद्दारु प्लवते सिन्धोः पारे अपूरुषम् ।**
**तदा रमस्व दुर्णहस्तेन गच्छ परस्तरम् ॥**

ઋ. ૮–૮–૧૩.

શાસ્ત્રીજી આનો અર્થ જણાવે છેઃ–'તે જે સમુદ્રના કિનારા ઉપર અલૌકિક દારૂ અર્થાત્ **લાકડાની મૂર્તિ જગન્નાથજી** છે, દુર્ણદ એટલે કષ્ટથી મળી શકે તેવી તે મૂર્તિની ઉપાસના કરનારને પરમપદ મળે છે. આ મંત્રોમાં વિષ્ણુની પૂજા છે.'

આ પ્રગાઢ (!) વિદ્વત્તાના બળે શાસ્ત્રીજી આર્યસમાજ સાથે વેદોમાંથી મૂર્તિપૂજા સિદ્ધ કરવા નીકળ્યા છે! અંગ્રેજીમાં એક

માનસિક યજ્ઞમાં પ્રત્યક્ષ પૂજન (શાસ્ત્રીજીનું અભિલષિત છે ને ધૂપ-નૈવેદ્ય આદિ યુક્ત પૂજન) કેવી રીતે શક્ય હોઇ શકે ? હા, માનસિક યજ્ઞનું પૂજન પણ માનસિક તો સંભવી શકે. અને પ્રત્યક્ષનું પ્રત્યક્ષ. પણ માનસિક યજ્ઞમાં પ્રત્યક્ષ પૂજન અઘટિત અને અશક્ય છે એ સામાન્ય વાત છે. પણ શાસ્ત્રીજી કરે છે તે અર્થ બરાબર નથી. 'યજ્ઞ પુરુષ'થી શાસ્ત્રીજી 'વિષ્ણુ'નું ગ્રહણ કરે છે, તેને કોઇ આધાર નથી. તે કેવળ શાસ્ત્રીજીને મૂર્તિપૂજન સિદ્ધ કરવાની તાલાવેલીથી ઉત્પન્ન થયેલી કલ્પના માત્ર છે. અહીં તો **यज्ञं पुरुषं**નો અર્થ **પૂજનીય પરમાત્મા** એવો થાય છે, પુરાણોએ કલ્પેલો વિષ્ણુ અહીં અભિલષિત નથી.

અહીં શાસ્ત્રીજી **जातम्**નો અર્થ 'ઉત્પન્ન થયેલા' એવો ક્રિયાપરક કરે છે તે યુક્ત નથી. કેમકે શાસ્ત્રીજીનો અર્થ માનીએ તો તો પરમાત્મા ઉત્પન્ન થનારો બને, જે વેદોના **अज, अनाद्यनन्त, अकाय,** આદિ વિશેષણોથી યુક્ત નથી. વળી જે ઉત્પન્ન થાય તે નાશ પણ પામે અને પરમાત્મા તો અવિનાશી અનેક વેદાનુકૂલ શાસ્ત્રોમાં તથા વેદોમાં ઠેર ઠેર વર્ણવ્યો છે. પણ **जातम्** એ શબ્દ **पुरुषं** એ શબ્દનું ક્રિયાવિશેષણ માનવાથી તેનો અર્થ 'વિદ્યમાન' એ અર્થ થઇ શકે જે સર્વથા આ વેદમંત્રમાં ઉપયુક્ત અને અનુકૂળ છે. અથવા **जातम्**નો અર્થ 'પ્રસિદ્ધ થઇ શકે છે. તે અર્થ પણ અહીં ઘટી શકે તેમ છે. એટલે કે **यज्ञ पुरुष**-પવિત્ર પરમાત્મા **अग्रतः जातम्** સર્વથી પૂર્વ વિદ્યમાન છે અથવા સર્વથી પ્રથમ પ્રસિદ્ધ છે. તેની (બર્હિષિ) અંતઃકરણમાં (જેને શાસ્ત્રીજી 'માનસિક યજ્ઞ' કહે છે) જે (**प्रौक्षन्**) ઉપાસના કરે છે તે તેના ભક્ત છે, એમ ઉપદેશ છે. તે પરમેશ્વરે વેદોદ્વારા

(साध्याः) જ્ઞાની લોકોને તથા (देवाः) વિદ્વાનોને અને ઋષિઓને ઉપદેશ કર્યો, તેઓ તે પરમાત્માને સ્તુતિ, પ્રાર્થનોપાસના દ્વારા પૂજન કરે છે. આ મંત્રનો એ સરલાર્થ છે.' 'દેવાઃ' એ શબ્દનો અર્થ વિદ્વાનો એમ થાય છે. તેમાં શતપથ બ્રાહ્મણનું ૩–૭ પ્રમાણ પણ છે કે **विद्वाँसोहिदेवाः** અર્થાત્ વિદ્વાનો એ જ દેવો છે. શાસ્ત્રીજીએ આ મંત્રને વ્યર્થ ઉપસ્થિત કર્યો છે, તેનાથી તેમનો કશો અર્થ સરી શકતો નથી. વેદમંત્રોમાંના શબ્દો અથવા ક્રિયાપદોને લૌકિક સંસ્કૃત ભાષાના શબ્દો તથા ક્રિયાપદોના અર્થો પહેરાવવા એ વેદાર્થની રીત નથી. હા, ભાંડારકરનાં એ પુસ્તકો અથવા કૌમુદી ભણી કોઇ ભાષાંતર–શબ્દાર્થ કરે એ જુદી રીત છે. પણ એથી વેદાર્થનું તાત્પર્ય–રહસ્ય તેને કદિ સમજાય નહિ એમ વેદોના અભ્યાસી વિદ્વાનોનું કથન છે. ખરું જોતાં એ રીતે અર્થ કરવા પ્રયાસ કરવો એ ભાષાંતર કર્તા માટે હાસ્યાસ્પદ અને ધૃષ્ટતાભર્યું છે.

**પ્રમાણ ૮.**

**अदो यद्दारु प्लवते सिन्धोः पारे अपूरुषम् ।**
**तदा रभस्व दुर्णहस्तेन गच्छ परस्तरम् ॥**

ઋ. ૮–૮–૧૩.

શાસ્ત્રીજી આનો અર્થ જણાવે છેઃ–'તે જે સમુદ્રના કિનારા ઉપર અલૌકિક દારુ અર્થાત્ **લાકડાની મૂર્તિ જગન્નાથજી** છે, દુર્ણહ એટલે કષ્ટથી મળી શકે તેવી તે મૂર્તિની ઉપાસના કરનારને પરમપદ મળે છે. આ મંત્રોમાં વિષ્ણુની પૂજા છે.'

આ પ્રગાઢ (!) વિદ્વત્તાના બળે શાસ્ત્રીજી આર્યસમાજ સાથે વેદોમાંથી મૂર્તિપૂજા સિદ્ધ કરવા નીકળ્યા છે! અંગ્રેજીમાં એક

—અલ્પશ્રુતથી વેદ ડરે છે કે એ મને મારશે! આપે જે અર્થ કર્યો તેથી તો ખરેખર વેદ આપનાથી જરૂર ડરતા હશે! અંધશ્રદ્ધા અને મિથ્યાગ્રહને પણ જો કંઈ હદ–મર્યાદા હોત તો કેવું સારું!–હા, હંત!!

આ મંત્રના બે અર્થો સાયણાચાર્યે કર્યા છે અને તેમાં પ્રથમ અર્થમાં **यद्दारुदारुमयं पुरुषोत्तमाख्यं देवता शरीरम्** એમ જણાવ્યું છે. પણ એ અર્થ શ્રી. સાયણાચાર્યનો ખુદ બખુદ પ્રકરણ વિરુદ્ધ છે. કેમકે એ જ અષ્ટકના ત્રયોદશ વર્ગની અવતરણિકામાં શ્રી. સાયણાચાર્ય પોતે સ્પષ્ટ જણાવે છે કે **इदं सूक्तं अश्रीनाशकरं तत्राद्योपान्त्ययोः तादृशोर्थ एव देवता द्वितीया तृतीये ब्राह्मणस्पत्ये, पंचमी वैश्वदेवः** વગેરે. એટલે આ પાંચ મંત્રનું સૂક્ત શ્રી. સાયણના મતે પણ **અશ્રિનાશકર–ગરીબાઇને નાશ કરનારૂં છે** અને દ્વિતીયા–તૃતીયાનો બ્રહ્મણસ્પતિ દેવતા છે વગેરે તેમાં પ્રથમ મંત્ર **अरायी काणे** આદિનો અર્થ શ્રી. સાયણાચાર્ય **ते अरायि अदायिनि दान विरोधिनि......सदानोनुये सर्वदा आक्रोश कारिणि दुर्भिक्षाधिवते! गिरिं पर्वतं निर्जनदेशं गच्छ अस्मान् मानाधिष्ठाः** અર્થાત્ હે દાનવિરોધિનિ!......સદા આક્રોશ કરનારી હે દુર્ભિક્ષની અધિ દેવતે! પર્વતમાં જા–નિર્જન દેશમાં જા, પણ અમને પીડા કર નહિ. આદિ આ મંત્ર પણ અશ્રીનાશ કરે છે.

બીજો મંત્ર **चत्तोइतश्चत्तामुतः** એ મંત્ર ઉપર પણ ભાષ્ય કરતાં શ્રી. સાયણાચાર્ય લખે છે ' **सा अलक्ष्मीः इतोऽस्माल्लोकात्......भ्रूणानि गर्भजातानि सर्वासामोषधीनामंकुराणि**

ઉપર જણાવી ગયા મુજબ શ્રી. સાયણાચાર્યને મતે પણ જે સૂક્તમાં આ મંત્ર છે. તે સૂક્તમાં **અલક્ષ્મી**–દરિદ્રતાને દૂર કરવાનો ઉપાય બતાવ્યો છે અને તેમાં આ મંત્ર છે. ત્યાં આપના જગન્નાથજીની ગંધ પણ નથી આવતી તો તેની મૂર્તિ તથા પૂજાની તો વાત જ ક્યાં કરવી? જુઓ શ્રી. સાયણાચાર્ય આ મંત્ર પર ભાષ્ય કરતાં સ્વયં બીજો અર્થ જણાવે છે કેઃ—

**हे दुर्हण अलक्ष्मी (निर्धनता इतियावत्) सिन्धोः पारे समुद्रपरतीरं प्रान्ते अपुरुषं पुरुषैर्वर्जितम् वियुक्तम् अदः अस्मत्तो दूर देशे वर्तमानं यद् दारु दारुमयीनौः प्लवते तद्दारु आरभस्व परिगृहाण गृहीत्वा च तेन दारुणा परस्तरम् अतिशयेन तरणीयं ब्रह्मणस्पतिनो प्रेरिता सती द्वीपांतरं गच्छ।**

આમાં સાયણાચાર્ય જણાવે છે કે હે દરિદ્રતા–નિર્ધનતા! સમુદ્ર પર જે લાકડાની નૌકા છે, તે લઈને તું દ્વીપાંતરમાં જા! શ્રી. સાયણાચાર્ય અત્રે 'દારૂ'નો અર્થ નૌકા કરે છે, નહિ કે લાકડાની જગન્નાથની મૂર્તિ! પણ નિર્ધનતા એ ખરૂં જોતાં કોઈ ચેતન પદાર્થ નથી. એટલે નિર્ધનતાને દૂર કરવા નૌકા વગેરેમાં બેસી સમુદ્ર પાર જવું એ અર્થનો ભાવ આમાંથી નીકળતાં આ મંત્ર મૂર્તિપૂજા પરક સિદ્ધ ન થતાં **પરદેશગમન સિદ્ધ કરનાર** બની જાય છે! એટલે શાસ્ત્રીજીને તો આમાં લેવાના દેવા પડશે એ ધ્યાન રાખે!! શાસ્ત્રીજી! વેદોને નામે આવી સ્વપર–પ્રતારણા ક્યાં સુધી આ જમાનામાં ચાલી શકશે? વેદોને નામે ફાવે તેમ ખારી મારવું અને લોકો તે કબુલ કરે એ રાજાના પહાડ રાત્રે ગયા તે સમજજો. હવે તો સ્વામી દયાનંદ

**या दुर्भिक्षाधिदेवता आरुपी आहंची भवती......तां हे ब्रह्मणस्पते!......उद्‌पन् अस्मात्स्थानात् उन्दमयन् इति गच्छ।**

આ મંત્ર ભાષ્યમાં પણ શ્રી. સાયણ દુર્ભિક્ષાધિદેવતા—અલક્ષ્મીને દૂર કરવાનું જણાવે છે. પછી ત્રીજો મંત્ર **अदोयद्दारु**નો આવે છે, જે શાસ્ત્રીજીએ રજુ કર્યો છે. તેમાં પ્રથમ અર્થ, પ્રકરણ બાહ્ય શ્રી. સાયણાચાર્યે કર્યો છે. જે અયોગ્ય અને અગ્રાહ્ય છે; પણ એ એમના ખ્યાલમાં હોવાથી જ તેમણે બીજો અર્થ જે અલક્ષ્મી વિષે નીચે ઉધ્ધૃત કરું છું, તે કર્યો છે. એટલે શ્રી. સાયણાચાર્ય પ્રમાણે આ મંત્રનો અર્થ અલક્ષ્મી પરક જ છે, જે પ્રકરણાનુકૂલ છે. અતઃ આમાંથી લાકડાની દેવતા વિશેષની મૂર્તિપરક અર્થ કરવો તે સર્વથા વેદમંત્રનો અનર્થ હોઈ પ્રકરણ વિરૂદ્ધ વાત છે. અતઃ આ મંત્ર સાથે લાકડાની મૂર્તિ કે જગન્નાથજીની મૂર્તિને કશો સંબંધ નથી. અને શાસ્ત્રીજી શ્રી. સાયણાચાર્યનો આ મંત્રનો અલક્ષ્મી પરકનો અર્થ ન જાણે એ સંભવિત નથી; પણ તેમ છતાંયે તેમને તો વેદમંત્રોથી મૂર્તિપૂજન સિદ્ધ કરવાની ધૂન છે, એટલે સાયણાચાર્યના પ્રથમ પ્રકરણ વિરૂદ્ધના અર્થને જોરે આ મંત્ર રજુ કર્યો. પણ ચતુર્થ મંત્ર સુદ્ધાં અલક્ષ્મી પરક હોઇ પૂર્વાપરની સંગતિ તથા શ્રી. સાયણાચાર્યની અવતરણિકા જોતાં શાસ્ત્રીજીની આ ચાલાકી પણ પકડાઇ જાય છે અને ફલતઃ આ મંત્રમાંથી મૂર્તિપૂજન કોઇ રીતે સિદ્ધ થઇ શકતું જ નથી. એ વિદ્વાન લોકોથી અજાણ્યું રહી શકે તેમ નથી. વેદમંત્રો સાથે આવી જ ચાલાકી કરવાની શાસ્ત્રીને ટેવ પડી હોય એમ જ લાગે છે. **विद्वाँस एव प्रमाण मम**

ઉપર જણાવી ગયા મુજબ શ્રી. સાયણાચાર્યને મતે પણ જે સૂક્તમાં આ મંત્ર છે, તે સૂક્તમાં **અશ્રી**-દરિદ્રતાને દૂર કરવાનો ઉપાય બતાવ્યો છે અને તેમાં આ મંત્ર છે. ત્યાં આપના જગન્નાથજીની ગંધ પણ નથી આવતી તો તેની મૂર્તિ તથા પૂજાની તો વાત જ ક્યાં કરવી? જુઓ શ્રી. સાયણાચાર્ય આ મંત્ર પર ભાષ્ય કરતાં સ્વયં બીજો અર્થ જણાવે છે કેઃ—

**हे दुर्हण अलक्ष्मी (निर्धनता इतियावत्) सिन्धोः पारे समुद्रपरतीरं प्रान्ते अपुरुषं पुरुषैर्वर्जितम् वियुक्तम् अदः अस्मत्तो दूर देशे वर्तमानं यद् दारु दारुमयीनौः प्लवते तद्दारु आरभस्व परिगृह्याण गृहीत्वा च तेन दारुणा परस्तरम् अतिशयेन तरणीयं ब्रह्मणस्पतिनो प्रेरिता सती द्वीपांतरं गच्छ।**

આમાં સાયણાચાર્ય જણાવે છે કે હે દરિદ્રતા-નિર્ધનતા! સમુદ્ર પર જે લાકડાની નૌકા છે, તે લઈને તું દ્વીપાંતરમાં જા! શ્રી. સાયણાચાર્ય અત્રે 'દારુ'નો અર્થ નૌકા કરે છે, નહિ કે લાકડાની જગન્નાથની મૂર્તિ! પણ નિર્ધનતા એ ખરું જોતાં કોઈ ચેતન પદાર્થ નથી. એટલે નિર્ધનતાને દૂર કરવા નૌકા વગેરેમાં બેસી સમુદ્ર પાર જવું એ અર્થનો ભાવ આમાંથી નીકળતાં આ મંત્ર મૂર્તિપૂજા પરક સિદ્ધ ન થતાં **પરદેશગમન સિદ્ધ કરનાર** બની જાય છે! એટલે શાસ્ત્રીજીને તો આમાં લેવાના દેવા પડશે એ ધ્યાન રાખે!! શાસ્ત્રીજી! વેદોને નામે આવી સ્વપર-પ્રતારણા ક્યાં સુધી આ જમાનામાં ચાલી શકશે? વેદોને નામે ફાવે તેમ ગાણી મારવું અને લોકો તે કબુલ કરે એ રાઈના પહાડ રાત્રે ગયા તે સમજજો. હવે તો સ્વામી દયાનંદ

પ્રગટાવેલ સત્ય જ્ઞાનનો સૂર્યોદય થઈ ચુકયો છે અને પૌરાણિકો-એ જમાવેલ અજ્ઞાન–તિમિર રસ્તો માપી રહેલ છે, તેને વધુ વાર પાછું વાળી રાખી શકો તેમ નથી એ નક્કી માનજો.

શાસ્ત્રીજી વિષ્ણુનો અર્થ જગન્નાથજીની લાકડાની મૂર્તિ ભલે માને, તેમના માન્ય સાયણાચાર્યજી તો 'વિષ્ણુ શબ્દથી સર્વવ્યાપક પરમાત્માને માને છે **अस्यदुमोतुः** એ ઋગ્વેદ ૪–૨૮–૭ ના મંત્રમાં સાયણાચાર્યજી ભાષ્ય કરતાં લખે છે. **विष्णुः सर्वस्य जगतोव्यापकः**' અર્થાત્ વિષ્ણુ એટલે સર્વ જગતમાં વ્યાપક પરમાત્મા. બોલો શાસ્ત્રીજી, હવે વિષ્ણુ શબ્દ પરમાત્માનોજ વાચક છે, એમ અમે કહીએ તો તમે દોષ દેશો નહિ. આપના સાયણાચાર્યજીને પણ તે અર્થ સંમત છે, તે ઉપલા વેદમંત્રના તેમના ભાષ્યથી સિદ્ધ છે. તેમ છતાંય તે પણ આપને માન્ય ન હોય તો ખુશીથી લાકડાની આપને ફાવે તેવી નાની યા મોટી મૂર્તિ ગળે લટકાવી ફર્યા કરશો, મને વાંધો નથી.

## પ્રમાણ ૯

શાસ્ત્રીજી આગળ જણાવે છે કે "વેદમાં **प्रतिमा** શબ્દ કયાંક કયાંક દેવપ્રતિમા અથવા ઇશ્વરપ્રતિમા અર્થમાં છે, અને કયાંક ઉપમા અર્થમાં પ્રયુક્ત છે. જેમકે કૃષ્ણ યજુર્વેદ તૈતિરીયારણ્યક ૪ પ્ર. મા. ૫ અનુવાકમાં **मा असि प्रमा असि प्रतिमा असि**......જેથી ઇશ્વર યંત્રરૂપ છે એમ કહેવાય છે."

ગયું છે કે શાસ્ત્રીજીએ જ્યાં એ શબ્દનો જડમૂર્તિ પરક અર્થ કર્યો છે, તે અયથાર્થ હોઈ વેદમંત્રના વિષયથી પર હોવાનું વાંચકોના ધ્યાનમાં હશે. ઉપલા તૈતિરીયારણ્યકનું **मा असि प्रमा असि प्रतिमा असि** પ્રમાણ રજુ કરી **પ્રતિમા**નો અર્થ મૂર્તિ કરવા ચેષ્ટા કરી છે. પણ અત્રે **मा**નો અર્થ માપવું to measure, **प्रमा**નો અર્થ યથાર્થ જ્ઞાન–સત્યજ્ઞાન થાય છે. પ્રમાનો અર્થ પ્રમાણ પણ થાય છે. યથા :

**सायणो यदि वेदज्ञो दयानन्दो नेति का प्रमा ?**

તથા પ્રતિમાનો અર્થ ઉપમા પ્રતિમાન અથવા પ્રતિનિધિ પણ થાય છે. શ્રી. મહીધરે યજુર્વેદ ૧૫–૬૫માં પ્રતિમાનો અર્થ પ્રતિનિધિ તથા પ્રતિમાન કર્યો છે. **सहस्रस्य प्रतिमा असि**મા હજારોનો માપક–પ્રતિમા તે પરમાત્મા છે એ અર્થમાં પ્રતિમા શબ્દ આવ્યો છે, મૂર્તિ અર્થમાં નહિ. શાસ્ત્રીજીના કહેવા પ્રમાણે **मा असि प्रमा असि**વાળા પ્રમાણમાં " મહાવીરને ઇશ્વરની પ્રતિમા કહીને વર્ણન કર્યું " હોય તો હું પૂછું છું કે એ 'મહાવીર' કોણ છે ? મહાવીર ગૌતમ કે કોઈ મહાવીર પુરુષ છે ? જો વર્દ્ધમાન–મહાવીર અભિલષિત હોય તો શાસ્ત્રીજી જણાવે કે તેઓ મહાવીર–ગૌતમને ઇશ્વરની પ્રતિમા–મૂર્તિ માની તેની પૂજા કરે છે કે નહિ ? અને મહાવીરનો ઉપદેશેલ જૈન ધર્મ સ્વીકારે છે કે નહિ ? યા 'મહાવીર' એ કોઇ અન્ય ચીજ છે, એ વિષે હવે પછી યથાસ્થાન તેનું વિવેચન આવશે. પણ આ સ્થળે શાસ્ત્રીજી જો **महावीरथी** કોઈ યજ્ઞવિષયક દેવનું ગ્રહણ કરવા માગતા હોય તો તેમના માન્ય ભાષ્યકાર શ્રી. મહીધરે યજુર્વેદના અધ્યાય ૩૬ તથા ૩૭માં (મહાવીર) વર્ણન કર્યું છે

અને અ૦ ૩૭, મંત્ર ૧૧ પર વિવેચન કરતાં મહાવીરની ભારે શક્તિ (!)નું ચિત્રણ કર્યું છે કે હે રજત (ચાંદી) નું મહાવીરનું રાક્ષસોથી રક્ષણ કર! યથા—

"राक्षसात् महावीर हे रजत त्वं पाहि रक्षत। देवा राक्षसेभ्यो भीताः सन्तो यज्ञरक्षार्थं मग्नेरात्यं रजत रक्षसां घाताय खरे (सीकतान्तरूपगूहतीत्यर्थः) निदधुः। अथ च पृथिवी महावीरपाकेऽग्नेर्भीता ततोऽसौ मा दहतामिति रजतं खरेऽन्तर्हितमिति श्रुतौ कथा"

આવા મહાવીરને શાસ્ત્રીજી કદાચ દેવ માની પૂજે તેમાં તેનું કલ્યાણ શું વળવાનું? જે દેવ ખુદ રાક્ષસોથી ડરે અને જેનું રક્ષણ રજત કરે એ દેવમાં તે શું દેવત બળ્યું હશે? વાચકોએ વધુ વિચારી લેવું.

**પ્રમાણ ૧૦.**

શતપથનું **अथैतमात्मनः प्रतिमाम सृजत यद्यज्ञस्तस्मादाहुः प्रजापतिर्यज्ञः** ઇત્યાદિ પ્રમાણ રજુ કરી શાસ્ત્રીજી કહે છે કે ઈશ્વરે પોતાની પ્રતિમા યજ્ઞને નામે ઉત્પન્ન કરી! એ તો ૯હા ધોરણના વિદ્યાર્થીનો અર્થ થયો! વેદના પંડિતનો નહિ!! પણ ખરી રીતે જોતાં એ યજ્ઞપ્રકરણ છે અને તેમાં અલંકાર વપરાયો છે. એટલે એનો અર્થ યજ્ઞ એ ઇશ્વરનો પ્રતિનિધિ છે એમ સમજો અથવા યજ્ઞ એ ઇશ્વર સ્વરૂપ છે એમ સમજો. પણ તેથી એમ તો ન જ બની શકે કે ઇશ્વર યજ્ઞ રૂપે સ્વયં પેદા થયો યા તો પોતાની પ્રતિમા ઉત્પન્ન કરી! એ અલંકાર જો શાસ્ત્રીજી ન માનતા હોય તો નીચલા છાંદોગ્ય ૩-૧૬-૧ના આ પ્રમાણનો ખુલાસો કરે—

**पुरुषोवाच यज्ञस्तस्य यानि चतुर्विंशतिः वर्षाणि तत्प्रातः सवनम्** આમાં પુરુષને યજ્ઞ કહ્યો છે. એટલે શું આથી શાસ્ત્રીજી કોઇ મુસ્લિમને યજ્ઞ માની તેને પૂજવા મંડી જશે ? પણ અહીં તો શાસ્ત્રીજી કહી દેશે કે અહીં પુરુષને યજ્ઞ આલંકારિક ભાષામાં કહ્યો છે, તે જ મારો પણ શાસ્ત્રીજીને જવાબ છે કે શતપથના જે પ્રમાણો આપના ચર્ચાપત્રમાં આપે રજુ કર્યા છે, ત્યાં ત્યાં પ્રજાપતિ અને યજ્ઞ એ આલંકારિક ભાષામાં વપરાયા છે, જેનું તાત્વિક બુદ્ધિથી તાત્પર્ય કાઢવું એ કર્તવ્ય છે. કેવળ જ્યાં ત્યાં શબ્દાર્થને વળગી રહેવું એ વિદ્વાનોને છાજતું નથી.

શાસ્ત્રીજી **પ્રતિમા**નો અર્થ ઉપમા પણ હોવાનું સ્વીકારે છે, તો તે અર્થ શતપથના આ વચનમાં કેમ માનતા નથી ? ખેર, શાસ્ત્રીજી માને કે ન માને તેની સાથે મને નિસ્બત નથી. પણ વાચકોના જ્ઞાન માટે શાસ્ત્રીજીએ ઉદ્ધૃત કરેલું પ્રમાણ આલંકારિક છે, એ સિદ્ધ કરવા નીચે શતપથનું એ જ પ્રમાણ પૂર્વાપર સાથે રજુ કરું છું:—

શતપથ ૧૧–૧–૮–૧.

उभये प्राजापत्याः पस्पृधिरे ततोऽसुरा अतिमानेनैव कस्मिन्नु वयं जुहुयामेति स्वेस्वेवास्येषु जुव्हतश्चेरु स्तेऽति मानेनैवपराबभूवुस्तस्मान्नातिमन्येत् । अथ देवाः । अन्योऽन्यस्मिन्नेव जुह्वतश्चेरुस्तेभ्यः प्रजापति रात्मानं प्रददौ । यज्ञोहैषामास । यज्ञो हि देवानामन्नम् । स देवेभ्य आत्मानं प्रदाय । अथत मात्मनः प्रतिमामसृजत यद्यज्ञं तस्मादाहुः प्रजापतिर्यज्ञ इत्यात्मनो ह्येतं प्रतिमामसृजत ॥

એનો ભાવાર્થ એ છે કે દેવો અને અસુરો એ બેઉ પ્રજાપતિના પુત્રો હતા તે પરસ્પર સ્પર્ધા કરતા હતા. તેમાં અસુરો અતિ ગર્વિષ્ઠ હોવાથી '**कस्मिन्नुवयं जुहुयाम**'–અમે શામાં હોમીએ? એમ વિચારી પોતાના મુખમાંજ હોમતા હતા. એ અતિ ગર્વિષ્ઠ-પણાથીજ તેમને પરાભવ થયો માટે **नातिमन्येत**–બહુ ગર્વિષ્ઠ ન થવું એ પ્રથમ ઉપદેશ. હવે દેવો. અંદર અંદર હોમતા હતા, તેમને પ્રજાપતિએ **આત્મા** આપ્યો તેમને તે યજ્ઞ હતો. યજ્ઞ એ જ દેવોનું અન્ન છે. તેણે દેવોને આત્મા આપી, પોતાના આત્માની પ્રતિમા (ઉપમા–પ્રતિનિધિ) રૂપ યજ્ઞ કર્યો માટે પ્રજાપતિ એ યજ્ઞ છે. આદિ.

આ આખા ઉદ્ધરણ ઉપરથી નિષ્પક્ષ વાચકને અવશ્ય લાગશે કે આમાં શાસ્ત્રીજીનો યજ્ઞને પરમાત્માએ પોતાની પ્રતિમા–મૂર્તિ બનાવી એ ભાવ નથી. પણ દેવો અને અસુરોની સ્પર્ધામાં અસુરો પેટ-ભરા નીવડયા અને ઇશ્વરે દેવોને–વિદ્વાનોને યજ્ઞ (વિદ્વાનોની પૂજા દેવ–પૂજા–સંગઠન–સંગતિકરણ અને દાન) આપી પરોપકાર બુદ્ધિ આપી. અહીં વાચકોને એ પણ જણાવીશ કે 'યજ્ઞ' શબ્દનો અર્થ કેવળ ભૌતિક અગ્નિથી પ્રજ્વલિત થતો હોમ માત્ર જ નથી થતો. 'યજ્ઞ' શબ્દ એ **यज्** ધાતુ ઉપરથી નિષ્પન્ન થતો હોઇ તેનો **यज देवपूजासंगतिकरणदानेषु** દેવ (દેવ=વિદ્વાન શતપથના અગાઉ ટાંકેલા પ્રમાણ મુજબ) પૂજા–સત્કાર; સંગઠન અને દાન અર્થોમાં વપરાય છે. એટલે પ્રજાપતિ પરમાત્માએ દેવોને–વિદ્વાનોને યજ્ઞ–પરોપકાર કરવા રૂપ આત્માને આપ્યો. તે યજ્ઞ. ભૌતિક અર્થ લઈએ કે 'હોમ' આપ્યો. તો પણ તેમાં સુગંધી દ્રવ્યો હોમવાથી જગતનું કલ્યાણ થાય છે. તેમાં મનુ મહારાજનું નીચલું પ્રમાણ છેઃ—

**अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्य मुपतिष्टते ।**
**आदित्याज्जायते वृष्टि र्वृष्टेरन्नं ततः प्रजाः ॥**

અર્થાત્ અગ્નિમાં–હોમ-હવનમાં ઘૃત–સામગ્ર્યાદિ હોમવાથી તે બળીને સૂક્ષ્મ થઇ આદિત્યમાં જાય છે; અને સૂર્યથી વૃષ્ટિ થઇ વૃષ્ટિ દ્વારા અન્ન અને તેથી પ્રજા થાય છે. એ રીતે પણ લોક-કલ્યાણ હવનથી થાય છે, અને તે અર્થમાં પણ હોમ–હવન કે યજ્ઞ એ પરમાત્માની પ્રતિમા–પરમાત્માને પામવાનું માપ–સાધન છે. વાચકો આથી જાણી શકશે કે શતપથના આ વચનમાં ક્યાંય મૂર્તિપૂજાનું નામોનિશાન નથી. તેમ છતાં શ્રી. શાસ્ત્રીજીને દુરાગ્રહ જ ધરવો હોય અને પ્રજાપતિ પરમેશ્વરે પોતાની પ્રતિમા યજ્ઞને નામે ઉત્પન્ન કરી એજ સ્થુલ અર્થ લેવો હોય તો મારા નીચલા પ્રશ્નો છે તેના જવાબો આપેઃ—

(૧) પરમાત્માની પ્રતિમા યજ્ઞ છે એટલે પરમાત્મા યજ્ઞ રૂપે અવતર્યો તો પછી એ યજ્ઞને રાક્ષસો ધ્વંસ કરતા તેથી પરમાત્માનો પણ ધ્વંસ થતો કે કેમ ?

(૨) પ્રજાપતિએ દેવો (શાસ્ત્રીજી માને છે તેમ પૌરાણિક 'દેવો')ને જે આત્મા આપ્યો (જે ઉપલા પ્રમાણમાં સ્પષ્ટ છે) અને તે યજ્ઞ રૂપે ઉત્પન્ન થયો, તો યજ્ઞ સિવાય પરમાત્માનું બીજું સ્વરૂપ યા બીજો આત્મા છે કે નહિ ?

(૩) પ્રજાપતિએ આત્મા આપ્યો, પછી જીવતા રહ્યા કે કેમ ? અને હાલ એ વગર આત્માના પ્રજાપતિ છે કે નહિ ? છે તો ક્યાં છે ?

(૪) પ્રજાપતિને કેટલા આત્મા છે ?

(૫) પ્રજાપતિ એ પોતે જ પરમાત્મા છે કે કોઇ ખાસ દેવ-વિશિષ્ટ છે? આદિ અનેક પ્રશ્નો થઈ શકશે. જેનો શાસ્ત્રીજી જો 'વોરાભાઇનું નાડું' પકડી રાખશે તો આ જન્મમાં તો નહિ, પણ સાત જન્મમાં યે સમાધાનકારક ઉત્તરો આપી શકશે નહિ!

**प्रजापतिः संवत्सरः इत्यात्मनो ह्येतं प्रतिमामसृजत**

એ શતપથ ૧૧-૬-૧૩ની કંડિકા છે. જે વિદ્વાન વાચક સ્વયં સમજી શકશે કે એ અલંકારિક ભાષા છે. ભૂતાર્થ નથી.

**सपेक्षत प्रजापतिः इमं वा आत्मनः प्रतिमा मसृक्षि यत्संवत्सरमिति, तस्मादाहुः प्रजापतिः संवत्सर इति ।**

એ શતપથનું વચન છે. તેનો અર્થ એ છે કે પ્રજાપતિએ ઇચ્છયું કે હું મારી પ્રતિમા બનાવું કે જે સંવત્સર છે. એટલે જે સંવત્સર છે તે પ્રતિમા, અને પ્રતિમા એટલા માટે કે તે કાર્ય હોવાથી તેનો બનાવનાર જે ઇશ્વર છે તેનું સંવત્સરથી જ્ઞાન થાય છે. **कार्यात् कारण मनुमेयमिति सिद्धान्तः ।**

અહીં પ્રજાપતિની પ્રતિમા 'સંવત્સરને કહી છે, જે અલંકારિક હોવાનું શાસ્ત્રીજી પણ કબુલશે જ. પછી શાસ્ત્રીજીના પ્રમાણુમાં પણ અલંકાર સાફ છે તેની કેમ ના પાડી શકાશે. નહિ તો અહીં પણ સંવત્સર (year)ને મૂર્તિ માની શાસ્ત્રીજી ભલે પૂજે!

શાસ્ત્રીજીએ શતપથનું ઉધ્ધૃત કરેલું પ્રમાણ ગીતામાં સ્હેજ ફેર સાથે નીચે મુજબ આવે છે. યથા—

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेषवोऽस्त्विष्टकामधुक ॥ ३-१०

અર્થ :—પ્રજાપતિએ કલ્પની આદિમાં યજ્ઞની સાથે પ્રજાને રચી અને કહ્યું કે આ યજ્ઞ દ્વારા પોતપોતાની ઉન્નતિ કરો. આ યજ્ઞ તમને ઇચ્છિત ફલદાતા થાય. તો શાસ્ત્રીજીએ આપેલા શતપથના પ્રમાણનો શાસ્ત્રીજીએ કરેલો અર્થ કે પ્રજાપતિ યજ્ઞરૂપે ઉત્પન્ન થયા (માટે યજ્ઞ એ ઇશ્વરની મૂર્તિ છે!) તો આ ગીતાનો શ્લોક ખોટો ઠરે છે. જેમાં સ્પષ્ટ કહ્યું છે કે પ્રજાપતિએ પ્રજાની સાથે યજ્ઞને ઉત્પન્ન કર્યો-પોતે યજ્ઞ રૂપે ઉત્પન્ન થયા એમ નથી કહ્યું. પણ ગીતાને ખોટી કહેવી તે કરતાં શાસ્ત્રીજીનો સમજણ વગરનો શતપથના પ્રમાણનો અર્થ ખોટો છે એ જ યુક્ત ઠરશે.

## પ્રમાણ ૧૧

**न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः** યજુ૦ ૩૨-૩

આ યજુર્વચન રજુ કરી શાસ્ત્રીજી જણાવે છે કે આ મંત્રમાં પ્રતિમાનો અર્થ ઉપમા છે, મૂર્તિ નથી! તેને ન સમજી કેટલાક આ મંત્રમાં પ્રતિમાનો નિષેધ સમજે છે. આદિ. ત્યારબાદ બે એક પ્રમાણો રજુ કરી (જે યથા સમય આલોચિત થશે.) પુનઃ **न तस्य प्रतिमा** વાળું આ પ્રમાણ રજુ કરી પોતાના દિલની વરાળ આમ ઠાલવે છે કે "એ મંત્રમાં પ્રતિમા શબ્દનો અર્થ મૂર્તિ થતો નથી, પણ 'તુલ્ય જ અર્થ છે, જ્યારે મૂર્તિપૂજા નિષેધકોનો જન્મ પણ ન હતો ત્યારે **उव्वट** ભાષ્યકારે તેનો અથ લખ્યો છે કે **न तस्य पुरुषस्य प्रतिमा प्रतिमानमूर्तकिंचिद्विद्यते**.........અહીંયર ભાષ્યકાર લખે છે કે **प्रतिमा प्रतिमानमुपमान किंचिद्वस्तुनास्ति** અર્થ સમાન જ છે." આગળ ઉપર શાસ્ત્રીજી આ મંત્ર ઉપર વધુ વિવેચન કરતાં સ્વામી દયાનંદજી વિષે લખતાં જણાવે છે કે 'યજુર્વેદના **सहस्रस्य प्रतिमा**

મહારાજ ! આપે આ અગાઉ **प्रतिमा** શબ્દ કે **पूजा** વાચક ક્રિયાપદો આવે તેવા મંત્રોમાં મેં 'प्रतिमा'નો અર્થ ઉપમા–તુલ્યતા અને પૂજાસ્તુત્યાદિથી સત્કારાદિ અર્થો જણાવ્યા છે, તે આપનાથી હવે અમાન્ય થઇ શકે તેમ નથી, કેમકે મેં તો ત્યાં પ્રકરણ શું છે તે પણ બતાવી ત્યાં ત્યાં 'પ્રતિમા'નો અર્થ તુલ્યતા–ઉપમા–પ્રતિનિધિ આદિ જણાવ્યા છે, જે યથાર્થ છે અને આ મંત્રના વિવેચન વિષયક આપનું લખાણ તેમાં સાક્ષીરૂપે છે.

**' आदित्यं पयसा गर्भं समंग्नि सहस्रस्य प्रतिमां विश्वरुपम्'**

એ યજુર્વેદ અ. ૧૩, ૪૧ મંત્ર ઉપર ભાષ્ય કરતાં મહીધરાચાર્ય **आदित्य** શબ્દથી **चिम्त्याग्नि**નું ગ્રહણ કરી **सहस्रस्य प्रतिमा**નો અર્થ **बहुधनस्य प्रतिमाभूतं बहुधनप्रदमित्यर्थः** બહુ ધન દેવાવાળો એ અર્થ કરે છે. 'પરમાત્માને હજારોની પ્રતિમા કહ્યા છે' એ આપનો અર્થ મહીધરના અર્થ જોડે સરખાવતાં માન્ય નથી થઇ શકતો, કેમકે આપના અર્થનો અર્થ શું છે ? 'હજારોની પ્રતિમા' એટલે શું ? હજારો માણસોને એક સ્થળે પૂરી દઇએ એટલે તે ઇશ્વરની પ્રતિમા થઈ ગણાય ? એમ આપ કહેવા માગો છે ? કે હજારો માણસો જેની પ્રતિમાને માને છે એમ કહેવા માગો છો ? જો બીજો અર્થ અભીષ્ટ હોય તો તે પણ અનુપયુક્ત છે; કેમકે તે અર્થ માનશો તો સવાલ છે કે હજારો માણસો તેની કઈ, કેવી અને ક્યારે તથા કેમ થએલી પ્રતિમાને માને છે ? જેનો આપની પાસે કશો જવાબ નહિ મળે. એટલે આપનો અર્થ કોઈ પણ રીતે સમુચિત નથી એ સિદ્ધ છે.

કફોડી સ્થિતિ થઇ છે, માટે જ જેમતેમ મૂર્તિપૂજા સાબિત કરવા કયાંક મૂર્તિ, કયાંક ઉપમા એમ ઠેકાણા વગરના અર્થો લગાવો છો એ વિદ્વત્સમાજમાં હાંસીને પાત્ર થવા સમાન છે!

સ્વામી દયાનંદને પ્રમાણ તરીકે લાવ્યા તો તેના અર્થો આપે કબુલવા રહ્યા, અન્યથા તેમને પ્રમાણ તરીકે રજુ કરી પ્રતિમાનો અર્થ મૂર્તિ નથી પણ ઉપમા છે એ તેમના બળે સિદ્ધ કરવાનું સાર્થક નથી થતું. કેમકે સ્વામી દયાનંદજીનું સ્પષ્ટ વચન આપે પ્રમાણ તરીકે ઉદ્ધૃત કર્યું છે કે **वेदेषु प्रतिमा शब्देन मूर्तयो न गृह्यन्ते।** અર્થાત્ વેદોમાં પ્રતિમા શબ્દથી મૂર્તિનું ગ્રહણ નથી થતું, તો આપે રજુ કરેલા વેદમંત્રોમાં પણ કયાંય પ્રતિમા શબ્દથી આપે પણ મૂર્તિનુ ગ્રહણ કરવું ન જોઇએ, અતઃ આપે મૂર્તિપૂજાની વકીલાત કરવામાં નાહક તકલીફ લીધી!

બીજું મૂર્તિપૂજા નિષેધકો જ **न तस्य प्रतिमा** વાળા મંત્રમાં પ્રતિમાનો અર્થ મૂર્તિ કરે છે એમ નથી. આપના સનાતની પંડિતો પણ શાસ્ત્રાર્થમાં યુકિતવાદનો આશ્રય લઈ અહીં પ્રતિમા-નો અર્થ મૂર્તિ માની એવી દલીલ કરે છે કે આ મંત્રમાં પ્રતિમા–મૂર્તિનો નિષેધ છે એ એમ સાબીત કરે છે કે તે પહેલાં મૂર્તિનું અસ્તિત્વ હશે માટે નિષેધ કર્યો છે! શાસ્ત્રીજીને આ દલીલ બહુ મીઠી લાગશે પણ તે પૂર્વે તેમણે આ મંત્રમાં પ્રતિમાનો અર્થ મૂર્તિ સ્વીકારવો રહ્યો. જો તેમ સ્વીકારે તો તેમણે લીધેલી મહેનત અફળ જશે, અને ઉવ્વટ–મહીધર–દયાનંદની નજરમાં શાસ્ત્રીજી વિપરીતાર્થકારી જણાશે! શાસ્ત્રીજીને જે અનુકૂળ પડે તે માને, પણ તેમને માટે તો **उभयतो रज्जुपाशः** સરજાયો છે, જેમાંથી તેમનો ઉદ્ધાર નથી! અને સનાતની પંડિતોની ઉપલી

અને નિરાકાર એ શબ્દો નથી. પણ સ્વામીજીએ આ મંત્ર ઉપરના 'પ્રતિમા' શબ્દનો (યજુર્વેદના ભાષ્યમાં) અર્થ સ્પષ્ટ કર્યો છે કે **प्रतिमियन्ते प्ररिमीयन्ते वा सर्वे पदार्थाः यया सा प्रतिमा** જેનાથી સંસારના સર્વ પદાર્થો માપી શકાય તે પ્રતિમા. એવી પ્રતિમા જ્યારે તે પરમેશ્વરની નથી એટલે એ અર્થ સહજ થયો કે પરમાત્મા સંસારના સર્વ પદાર્થોની પર છે. હવે આ મંત્રાર્દ્ધની આગળ ઉત્તરાર્દ્ધ જોડીએ કે **हिरण्यगर्भ इत्येष मामा हिंसी दित्येषा यस्मान्नजात इत्येषः''** જેના ગર્ભમાં સૂર્યચન્દ્રાદિ પ્રકાશિત પદાર્થો અધિકૃત થએલા છે—જેનું તે અધિકરણ છે તેની **मामा हिंसीत्** મંત્રથી પ્રાર્થના કરવી અને જે **यस्मान्नजातः**- કોઈથી ઉત્પન્ન થયો નથી. આ આખા મંત્રનો સામટો અર્થ ધ્યાનમાં લેતાં એક લાક્ષણિક અર્થ નીકળી શકે છે કે પરમાત્મા કોઈથી ઉત્પન્ન થયો નથી, એટલા માટે તે અમૂર્ત છે અને તેનું કોઈ માપ કરી શકાય તેમ નથી, એટલે તે સર્વવ્યાપક છે. જો તેનું કોઈ માપ કરી શકાતે તો તે મૂર્ત અને પરિચ્છિન્ન થઈ જતે, પણ વેદમંત્ર સ્પષ્ટ જણાવે છે કે તેનું પ્રતિમા-પ્રતિમાન થઈ શકે તેમ નથી તથા તે **न जातः**—અમૂર્ત છે તથા જે સૂર્ય-ચન્દ્રાદિના ધારણ કર્તા છે (અને સૂર્યાદિને ધારણ કરનાર શક્તિ સાકાર તથા પરિચ્છિન્ન ન જ હોઇ શકે.) એટલે સ્વામીજીએ આ મંત્રનો અર્થ લક્ષણાથી તે પરમાત્મા સર્વ જગતમાં વ્યાપક છે એમ સત્યાર્થપ્રકાશમાં કર્યો છે, તે અયુક્ત નથી. તેમ જે સર્વ જગતમાં વ્યાપક હોય તે જરૂર નિરાકાર પણ હોઇ શકે એ સ્વતઃ સિદ્ધ છે. સત્યાર્થપ્રકાશમાં સ્વામીજીએ **न तस्य प्रतिमा अस्ति** નો અર્થ જે સર્વ જગતમાં વ્યાપક છે તથા નિરાકાર છે એ કર્યો ત્યારે તેમની નજરમાં જોડે **न तस्य प्रतिमा अस्ति** એટલો

જ મંત્રભાગ ન હતો, પણ સમસ્ત મંત્ર હતો. જેનો ભાવાર્થ મેં ઉપર આપ્યો છે અને સમગ્ર મંત્રમાંથી **न तस्य प्रतिमा**–પરિમાણ નથી–**न जातः** એ પદો અને હિરણ્યગર્ભ એ શબ્દ જોનાં સ્વામીજીએ સર્વ જગતમા વ્યાપક તથા નિરાકાર એ લાક્ષણિક અર્થ કર્યો તે જરાય ભૂલ ભરેલું નથી એમ હરકોઇ તટસ્થ વિદ્વાન માનશે.

'**न तस्य प्रतिमा**'નો સત્યાર્થપ્રકાશમાં સ્વામીજીએ 'જે સર્વ જગતમાં વ્યાપક' તથા 'નિરાકાર' એ લાક્ષણિક અર્થ તે શ્રુતિનો કર્યો છે એમ હું જણાવી ગયો છું, પણ શ્વેતાશ્વતર ઉપનિષદ ૧–૧૯માં એ જ શ્રુતિ નીચલે રૂપે આપે છે—

**नैन मूर्ध्वं न तिर्यंच न मध्ये परिजग्रभत् ।**
**न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः ॥**

અર્થાત્ (અંશ–અવયવથી રહિત–અપરિચ્છિન્ન) પરમાત્માને ઉંચે કે નીચે અથવા મધ્યમાં કોઇ પકડી શકતું નથી. જેનો યશ અને નામ મહાન છે, તેની કોઇ **પ્રતિમા** નથી.

આ શ્રુતિમાં સ્પષ્ટ છે કે પરમાત્માને ઉંચે, નીચે કે મધ્યમાં કોઇ પકડી શકતું નથી એટલે તે પરમાત્મા સર્વવ્યાપક છે એ સ્વતઃ સિદ્ધ અર્થ આ શ્રુતિમાંથી નીકળી શકે છે, અને અગાઉ હું જણાવી ગયો. તેમ જે સર્વવ્યાપક હોય તે નિરાકાર જ હોઇ શકે એટલે શાસ્ત્રીજી એટલું તો માનશે કે જે સ્વામી દયાનંદે વેદોના ભાષ્ય કર્યાં, તેમણે ઉપનિષદની આ શ્રુતિ પણ જરૂર જોઇ હશે જ. અને આ શ્રુતિનો ઉત્તરાર્દ્ધ એ યજુર્વેદના મંત્રનો પૂર્વાર્દ્ધ છે. યજુર્વેદનો **मामा हिंसीत्** એ ઉત્તરાર્દ્ધ અને આં શ્રુતિનો પૂર્વાર્દ્ધ જોતાં સ્વામીજીએ સત્યાર્થપ્રકાશ અથવા જ્યાં જ્યાં **ન**

**तस्य प्रतिमा** શ્રુતિનો અર્થ જે પરમાત્મા સર્વ જગતમાં વ્યાપક હોઇ નિરાકાર છે એમ કર્યો હોય તે અર્થ આ શ્રુતિ પ્રતિપાદિત છે તથા લાક્ષણિક દષ્ટિથી પણ સમુચિત છે. શાસ્ત્રીજી! સ્વામી દયાનંદની ભૂલ કાઢવાની યોગ્યતા મેળવતાં હજી અનેક જન્મો લેવા પડશે એ નક્કી માનશો. તેમની ભૂલ કાઢે એવા બાળકોની જનેતાઓ પણ હજી જન્મી નથી. તો દયાનંદની ભૂલ કાઢનારાઓ દુઃસાહસીઓ તો ખરેખર વિદ્વાનોની દયાને પાત્ર છે!

પણ એક બીજીયે ગમ્મત અત્રે છે. અહીં તો કથરોટ કુંડાને હસે છે! **न तस्य प्रतिमा**ના સત્યાર્થપ્રકાશના સ્વામીજીના અર્થમાં શાસ્ત્રીજી જોરથી કહે છે કે એ મંત્રમાં નિરાકાર યા સર્વવ્યાપકનો અર્થ નીકળે એવું પદ નથી. પણ શાસ્ત્રીજી પોતાનું મુખ જરા દર્પણમાં નિહાળી જવાબ આપે કે એવી ભૂલ પોતાથી તો કયાંય થઇ નથી ને? પણ શાસ્ત્રીજીને યાદ કરવાની તકલીફ઼માંથી બચાવી હું તેમને જણાવું છું કે શાસ્ત્રીજી આપે **अदो यद्दारुः प्लवते सिन्धोः पारे** એ ઋગ્વેદનો મંત્ર ઉપસ્થિત કરી તેનો અર્થ 'તે જે સમુદ્રના કિનારા ઉપર અલૌકિક દારુ અર્થાત્ લાકડાની મૂર્તિ જગન્નાથજી છે, દુર્ણહ એટલે કષ્ટથી મળી શકે તેવી તે મૂર્તિની ઉપાસના કરનારને પરમપદ મળે છે. આ મંત્રમાં વિષ્ણુની પૂજા છે.' કર્યો તેમાં કયા શબ્દથી 'જગન્નાથ' એવો ગંધ પણ આ મંત્રમાંથી નીકળે છે? કયા પદથી 'તે મૂર્તિની ઉપાસના કરનારને પરમપદ મળે છે'નો અર્થ નીકળે છે? તથા આમાં વિષ્ણુની પૂજા કયા હ્રસ્વ–દીર્ઘ કે કાના માત્રાથી આપ કાઢી શકો તેમ છો? આપની તાકાદ નથી કે આપના આ **अदो यद्दारुः** વાળા મંત્રમાંથી આપ સાત જન્મમાં પણ 'જગન્નાથ' અને તેની મૂર્તિની ઉપાસના કરનારને પરમ પદ મળે છે'

એ અર્થ કાઢી શકો. અર્થ કાઢવાની તો વાત બાજુએ રહી પણ તેનો લાક્ષણિક ભાવ પણ એમાંથી એ રીતે કદિ નીકળી શકે તેમ નથી. શાસ્ત્રીજી! પાઠશાળાના વિદ્યાર્થીઓને ભણાવવું એ એક ચીજ છે, અને વેદના અર્થો કરવા અને સમજાવવા એ છેકજ જુદી ચીજ છે એ ભૂલી ન જશો. મૂર્તિપૂજા, શ્રાદ્ધ, જન્મની જાતિ આદિના પાખંડો અને તૂતોથી જેમનું હૃદય અસ્થિર અને ચકાકાર બની ચલવિચલ થયું હોય તેમાં વેદનો નિર્મળ પ્રકાશ નજ પડી શકે એમાં વેદોનો દોષ નથી. હૃદય ઉપરથી પાખંડોનો મળ દૂર થતાં જે મંત્રોમાં આજ મૂર્તિપૂજાનું ધતિંગ દેખાય છે, તે જ મંત્રો પરમાત્માને અમૂર્ત–નિરાકાર આદિ તેના સત્યસ્વરૂપમાં બોધ કરનારા થઇ પડશે અને આત્મિકશાંતિ મળશે. યજમાનપત્નીની સાથે ઘોડાનો સમાગમ કરાવવો એમ અર્થો કરનાર મહીધરાદિના ભાષ્યોના જ્યાંસુધી માનસિક તાબેદાર રહેશો ત્યાંસુધી વેદમંત્રનું કશું ખરૂં તાત્પર્ય તમને સમજાશે નહિ. અસ્તુ. બીજું શાસ્ત્રીજી અત્રે કૂદાકૂદ કરે છે કે **न तस्य प्रतिमा** એ મંત્રમાં પ્રતિમાનો અર્થ મૂર્તિ નથી પણ ઉપમા છે. એ અર્થ અહિં માની લેવામાંયે મને આપત્તિ નથી. પણ તેમ છતાંય શાસ્ત્રીજી મૂર્તિપૂજા તો કોઈ કાળે સિદ્ધ કરી શકવાના નથી. કેમકે એ અર્થ મુજબ **न तस्य प्रतिमा** વાળી શ્રુતિનો અર્થ તેની ઉપમા નથી એમ થશે. પણ શાસ્ત્રીજી તો વેદોમાંથી

ઉપમા તુલ્યતા નથી એમ માની બંધાય છે કે તેમના પરમેશ્વરની કોઈ ઉપમા નથી, પણ શાસ્ત્રીજી તો મૂર્તિને જ પરમેશ્વર (કમમાં કમ મૂર્તિમાં ઇશ્વરની ભાવના તો જરૂર) માને છે, પણ આ પત્થર-મૂર્તિની તો જોઇએ તેટલી ઉપમાઓ અને તુલ્યતાઓ જગતભરમાં પડેલી છે. તેનું પરિણામ-ઇયત્તા આદિ પ્રત્યક્ષ છે. કૃષ્ણાદિ ભગવાનના અવતારો વિષે ઉપમાઓ તો પુરાણાદિકોમાં ઢેર ઢેર ભરેલી છે. એટલે કાંતો શાસ્ત્રીજી **ન તસ્ય પ્રતિમા** મંત્રનો સ્વીકૃત કરેલો અર્થ ફેરવે; કાં તો કૃષ્ણાદિકોને પૂર્ણ પુરુષોત્તમ ભગવાન માનવાના છોડે; અન્યથા **ન તસ્ય પ્રતિમા** શ્રુતિનો અર્થ અને મૂર્તિને ભગવાન માનવાનું પાખંડ એ બેનો મેળ કદિ મળનાર નથી ! અગર શાસ્ત્રીજી મૂર્તિમાં ભગવાનની ભાવના જ માની, બાકી મૂર્તિને વિશેષ મહત્વ ન આપે તો પણ જે ભગવાનની ભાવના જેમાં આરોપિત કરે છે, તે યે ઉપયુક્ત નથી. કેમકે ઇશ્વર પત્થર નથી, પત્થર સ્વરૂપ નથી, પછી જે વસ્તુ જેવી નથી તેમાં તેવી ભાવના કરવી એ પણ અયુક્ત અને ઉન્મત્ત પ્રલાપવત્ છે. એટલે કોઇ રીતે **શાલિગ્રામના શાગિર્દો** યુક્તિથી કે પ્રમાણોથી મૂર્તિપૂજા સિદ્ધ કરી શકવાના નથી એ નિશ્ચિત વાત છે.

વળી શાસ્ત્રીજી જણાવે છે કે "સ. પ્ર.માં **યસ્ય નામ મહદ્યશઃ** આ પાઠ **ન તસ્ય પ્રતિમા** પછીનો લખ્યો નથી. સાથે અર્થ કરવાથી જે ઇશ્વર મોટા યશવાળા છે તેની મૂર્તિ નથી. એવો તેઓને મતે થશે. હશે." આદિ. સત્યાર્થપ્રકાશમાં **ન તસ્ય પ્રતિમા** પછી **યસ્ય નામ મહદ્યશઃ**નો પાઠ નથી લખ્યો માટે સ્વામીજીને તે પાઠની ખબર જ ન હતી, એમ તો સિદ્ધ નથી

થઈ શકતું; **કેમકે યજુર્વેદ ભાષ્યમાં એ સંપૂર્ણ મંત્ર ઉપર ભાષ્ય કર્યું છે. ઋગ્વેદાદિભાષ્યભૂમિકામાં પણ એ સંપૂર્ણ મંત્રનો અર્થ જણાવ્યો છે.** તો સત્યાર્થપ્રકાશમાં તે મંત્ર આખો ન લખ્યો એટલે તેનો અર્થ ખોટો નથી કરતો. સત્યાર્થપ્રકાશ તો સ્વામીજી પંડિતો પાસે લખાવતા એટલે પંડિતે તે આખો મંત્ર નયે લખ્યો હોય અથવા આખો મંત્ર લખવાનું સ્વામીજીને જરૂરી જણાયું પણ નહિ હોય તેમાં કંઇ દોષ આવી જતો નથી. (ઉતાવળમાં?) આપે પણ વેદમંત્રો ઘણાખરા અર્ધા જ ટાંક્યા છે ને? આપે ત્યાં બધા જ પૂરા મંત્રો લખ્યા છે? વળી સ્વામીજીના મતે "જે ઈશ્વર મોટા યશવાળા છે તેની મૂર્તિ નથી." એમ પણ આપ ક્યાંથી જાણી શક્યા મહારાજ! આપે તો સ્વામીજીનું પ્રમાણ રજુ કર્યું છે કે **वेदेषु प्रतिमां शब्देन मूर्तयो न गृह्यन्ते!** પણ, આપ આપે રજુ કરેલું સ્વામીજીનું વચન પણ મૂર્તિનો બચાવ કરવામાં ભૂલી ગયા (કદાચ સકારણ) કેમકે આપની માન્યતા મુજબ તો યશવાળાઓની મૂર્તિઓ–બાવલાં હોય છે! અને પ્રમાણ પણ આપી દીધું કે "પંચમ જ્યોર્જની કીર્તિ વધુ હોવાથી નોટ, રૂપીઆ ગીનીથી પાઇ સુધી તેની મૂર્તિ છે." શું સરસ ઉદાહરણ આપી દીધું! શાસ્ત્રીજી! કમાલ કરી દીધી આપે તો, ખરેખર આપની વિદ્વતાની જેટલી પ્રશંસા કરૂં તેટલી ઓછી છે ભૂ-દેવ!

પંચમ જ્યોર્જની કીર્તિ વધુ છે અને તેમની મૂર્તિ પાઇથી માંડી ગીની અને નોટો ઉપર છે, પણ એક જ સવાલ છે કે ભગવન્! આપ પાઈ, ટબ્બુ, રૂપીઓ, નોટ, ગીની ઉપરની પંચમ જ્યોર્જની મૂર્તિની (?)ની શંખ–ઘંટા–નૈવેદ્ય આદિથી કેટલી

વાર પૂજા-અર્ચના કરી છો ? તે જણાવશો ? મને લાગે છે કે જિંદગીમાં કોઇ વાર પણ પંચમ જ્યોર્જની એવી મૂર્તિની આપે પૂજા કરી નહિ હોય. હા, પંચમ જ્યોર્જની છાપવાલા **'कलदार'** ભગવાનની પૂજા લક્ષ્મીપૂજા કરાવતાં અનેક વાર કરી હશે! પણ તેમાં પંચમ જ્યોર્જની મૂર્તિ છે માટે તો કદિ પૂજા નહિ કરી હોય એ નિર્વિવાદ છે. પંચમ જ્યોર્જ કરતાં પણ એ કલદાર ભગવાનનો યશ અને નામ મોટું લાગવાથી આપે તેની પૂજા કરી હશે એ સંભવી શકે. આપનું આ દૃષ્ટાંત વિષમ છે. તે દાર્ષ્ટાંતમાં ઘટી શકતું નથી. પંચમ જ્યોર્જ તો સાકાર છે, પરિમાણુવાળા છે, માટે તેની મૂર્તિ, ચિત્ર વગેરે બની શકે પણ પરમાત્મા **अ-रुप, अ-जन्मा, अ-काय, निराकार** આદિ છે તેની કલ્પના કરી જડ પત્થરમાં તેને પૂજવાની રીત તો ધૃષ્ટતા ભરી છે. હા, જેમ પંચમ જ્યોર્જની ખરી મૂર્તિ છે, તેમ નિરાકાર ઇશ્વરની પણ ખરી મૂર્તિ મને બતાવશો ત્યારે હું યે તમારી સાથે તેને પૂજવા તૈયાર થઇશ!

આગળ શાસ્ત્રીજી સ્વામી દયાનંદના લખાણ માટે કહે છે કે "એમ કહેવું જે ઇશ્વર મોટા યશવાળા છે તેથી તેની મૂર્તિ નથી એ લખાણ હેતુ વિરુદ્ધ છે." એક તો સ્વામી દયાનંદનો અર્થ પોતે જ ઘડી કાઢે છે અને તે પણ સ્વતઃ ઉદ્ધૃત કરેલા તેમના પ્રમાણથી અન્યથા! શાસ્ત્રીજીએ પંચમ જ્યોર્જનું ઉદાહરણ આપેલું તેની પોકળતા ઉપર દર્શાવી ગયો છું. મોટા યશવાળા હોય તેની મૂર્તિઓ હોની જ જોઇએ? એ અવશ્યંભાવી છે? કપિલ, કણાદ, ગૌતમ, વ્યાસ, વસિષ્ઠ, સુલભા, રામ, કૃષ્ણ આદિ યશવાળી વ્યક્તિઓની **ખરી મૂર્તિઓ** કે (પંચમ જ્યોર્જના

જેવાં ખરાં) બાવલાં આદિ ઉપલબ્ધ છે કે ? એટલે યશવાળા-ઓની પણ મૂર્તિઓ આદિ કે બાવલાં ન હોય એમાં ખોટું શું ? અને આપે જણાવ્યું તેમ ઈશ્વર મહાન યશવાળો હોવા છતાં તેની મૂર્તિ નથી એમ સ્વામી દયાનંદજી જણાવે તેમાં હેતુ વિરુદ્ધ લખાણ શું થઈ ગયું ? કદાચ શાસ્ત્રીજી 'હેતુ' શબ્દનો અર્થ સમજ્યા વિના પ્રયોગ કરી ગયા હશે અથવા ઉતાવળમાં ઓડનું ચોડ વેતરાઈ ગયું લાગે છે ! શાસ્ત્રીજીએ પંડિતાઈની કાતર ચલાવતાં ઉંધું જ વેતરી માર્યું ! !

**પ્રમાણ ૧૨ :**

શાસ્ત્રીજી **या ते रुद्र शिवा तनु रघोरा पापकाशीनी** એ પ્રમાણું રજુ કરી જણાવે છે કે આ યજુર્વેદ અ. ૧૬, મંત્ર ૪૯ છે અને તેમાં શંકરનું પાપ નાશ કરનારૂં સૌમ્ય શરીર બતાવ્યું છે ! યજુર્વેદ અ. ૧૬નો ૪૯મો મંત્ર તો નીચે મુજબ છેઃ—

**यात्ते रुद्र शिवा तनुः शिवा विश्वाहाभेषजी**
**शिवा रुतस्य भेषजी तयानो मृड जीवसे ॥**

આ મંત્રમાં **रुद्र** તથા **मृड** એ શબ્દો 'શંકર' વાચક નથી, પણ **रुद्र** એટલે રાજ્યવૈદ્ય તથા **मृड** એ ક્રિયાપદ હોઈ સુખીકર એ અર્થમાં વપરાયું છે, પણ શાસ્ત્રીજીને આ વેદમંત્રનું કામ નથી. તેથી શાસ્ત્રીજીએ જે પ્રમાણ આપ્યું છે, ને શોધતાં શોધતાં યજુર્વેદ અ. ૧૬ના બીજા મંત્રમાંથી મળી આવ્યું ! શાસ્ત્રીજીને જોઈએ તો પોતાનું પ્રમાણ ત્યાં જોઈ લે અને પોતાની ભૂલ સુધારી લે !

યજુર્વેદ ૧૬–૨ના મંત્રમાં પડેલા **रुद्र** શબ્દનો અર્થ દુષ્ટોને ભય પમાડનાર વિદ્વાન્ એ છે અને તે મુજબ તે મંત્રનો અર્થ

-નીચે મુજબ થાય છેઃ હે રુદ્ર ! દુષ્ટોને દંડ દેનાર વિદ્વન્! ત્હારૂં કલ્યાણકારક સ્વરુપ ( યા કલ્યાણકારિણી ઉપદેશનીતિ ) ઘોર ઉપદ્રવથી રહિત અને સત્યધર્મને પ્રકાશિત કરનાર છે આદિ. એ અર્થમાં મહાત્મા ગાંધીજી પણ આજકાલ 'રુદ્ર' રૂપ હોઇ અસ્પૃશ્યતાના વિનાશ માટે જે મહાશ્રમ ખડી રહ્યા છે; તેથી અસ્પૃશ્યતાના પાખંડને ટકાવી રાખનારાઓને તે ભય રૂપે લાગે છે, પણ વાસ્તવિક રીતે ગાંધીજીનું સ્વરુપ તો કલ્યાણકારક અને વિશુદ્ધ હિન્દુધર્મના સત્યને પ્રકાશિત કરનારૂં છે. એવા વિદ્વાનનું ઉપલા મંત્રમાં વર્ણન છે! સ્મશાનના જોગી શંકરનું નહિ! કેમકે તેમનું તો 'તનુ' રુંડમાલાયુક્ત ઘોર વર્ણવાયું છે!!!

ઉપર જણાવ્યા મુજબ **रुद्र**નો અર્થ દુષ્ટોને ભય પમાડવાવાળો અર્થ મારા ઘરનો જ નથી. યજુર્વેદ ભાષ્યકાર મહીધર પણ એ જ મંત્રના ભાષ્યમાં **रुद्र** શબ્દનો એ જ અર્થ કરે છે. યથા—

**'हे रुद्र ! रुत् दुखं द्रावयति रुद्रः; यद्वा रुगतौ ये गत्यर्थास्ते ज्ञानार्थाः रवणं रुत् ज्ञानं, राति ददाति रुद्रः ज्ञानं भावे क्विप् तुगागमः, रुत् ज्ञानप्रदः, यद्वा पापिनो शत्रून् दुःख भोगेन रोदयति रुद्रः"**—પાપીઓને દુઃખ ભોગથી રડાવનાર તે રુદ્ર, જ્ઞાન આપનાર ( વિદ્વાન્ ) તે રુદ્ર; **रुगतौ** એ ધાતુમાં જ્ઞાન, ગમન અને પ્રાપ્તિ એ ત્રણ (ગત્યર્થક) અર્થોમાં પણ **रुद्र** શબ્દનો અર્થ થઇ શકે છે.

એટલે આ મંત્રનો ઉપર જે અર્થ મેં આપ્યો છે, તે જ બરાબર છે.

શ્રી. શાસ્ત્રીજીના જ્ઞાન માટે હું એ પણ જણાવું કે તેઓ-શ્રીએ ટાંકેલું પ્રમાણ શ્વેતાશ્વતર ઉપનિષદ ૩–૫માં પણ છે, જેનો અર્થ હે રૂદ્ર–દુષ્ટોને દંડ કરનાર ઇશ્વર! તારૂં **તનુઃ**–સ્વરૂપ શિવ-કલ્યાણ કરનારૂં છે. અ-ઘોર અને પુણ્યપ્રદ છે! **रुद्र** એ પરમાત્માનું ગૌણ નામ એટલા માટે છે કે એ દુષ્ટોને તેમના દુષ્ટકૃત્યોનો દંડ દઈ રોવરાવે છે. રૂદ્રનો અર્થ શંકર (પાર્વતિ–પતિ) એ લૌકિક ભાષામાં થાય છે. શાસ્ત્રીજી! પણ વેદોમાં **रुद्र** શબ્દથી ઉમા–રમણનું ગ્રહણ ક્યાંય-થતું નથી. આપને **रुद्र, सविता; सूर्य्य, ईन्द्र, श्रीः, लक्ष्मी, विष्णु, शंकर** આદિ નામો જોઈ ઝટ દેવ વિશેષ યાદ આવી જાય છે એ વેદાર્થ કરવાંની શૈલીની આપની અનભિજ્ઞતા સ્પષ્ટતયા જણાવે છે. કૃપા કરી શાસ્ત્રીજી એકવાર સ્વામી દયાનંદજી પ્રણિત 'સત્યાર્થપ્રકાશ'નો પ્રથમ સમુ-લ્લાસ (પુનઃ?) વાંચી જાય અને તેમાં ધાતુ, પ્રત્યયપૂર્વક વ્યુત્પત્તિ સાધિત, ઇશ્વરના એ તમામ ગૌણ નામોને સમજવા પ્રયાસ કરે! તેમ કરશે તો પરમાત્માના સ્વરૂપનો ખરો ખ્યાલ અમૂક અંશે તેમને આવશે, અન્યથા જન્મોજન્મ સવિતા એટલે લૌતિક જડ સૂર્ય અને ઇંદ્ર એટલે અહલ્યાનો જાર તથા લક્ષ્મી એટલે વિષ્ણુની પત્ની સમજી વેદોના સાચા અર્થને કદી પામી નહિ શકે. શાસ્ત્રીજી ન જુએ તો ભલે ન જુએ, પણ વાંચકો સત્યાર્થપ્રકાશનો પ્રથમ સમુલ્લાસ ઉપરોક્ત નામોના ખરા અર્થ જાણવા એકવાર જરૂર મનનપૂર્વક વાંચી જાય; એટલે એમની ખાત્રી થશે કે પરમાત્મા કેવળ એક છે, તેનું મુખ્ય નામ **ओ३म्** છે અને ગણપતિ, દેવી, રામ, મહાદેવ આદિ સેંકડો નામો તેના ગુણવાચક છે. તે તે નામો વાળા સ્વતંત્ર દેવો નથી, પણ શાસ્ત્રીજી જે **रुद्र** શબ્દ

ઉપર આટલો **નાજ** કરે છે, તેના અર્થ માટે શતપથ બ્રાહ્મણની સાક્ષી અત્રે રજુ કરીશ; જેથી તટસ્થોને તેની ખાત્રી થશે.

**सहोवाच महिमान एवैषामेते त्रयस्त्रिंशद्देवा इति ॥**
**शतपथ १४ । ४ । ३ ॥**

આમાં ૩૩ દેવો ગણાવ્યા છે તે નીચે મુજબ: ૮ વસુ, ૧૧ રૂદ્ર, ૧૨ આદિત્ય, ૧ ઇંદ્ર અને ૧ પ્રજાપતિ મળી ૩૩ દેવો છે. આનું સ્પષ્ટીકરણ કરતાં આગળ શતપથમાં એ જ કંડિકામાં પ્રશ્ન પૂછે છે અને જવાબ આપે છે. યથા—

**कतमे रुद्रा इति ?** ( અગીઆર ) રૂદ્રો કોણ છે? **दशेमे पुरुषप्राणा आत्मैकादशस्ते यदास्मान्मर्त्याच्छरीरादुत्क्रामन्त्यथ रोदयंति तद्रोदयन्ति तस्मा द्रुद्रा इति ॥१४।४।५॥**

અર્થાત્ દશ પ્રાણ (-પ્રાણ-અપાન-વ્યાન-સમાન-ઉદાન-નાગ-કૂર્મ--દેવદત્ત-કૃકલ-ધનંજય.) અને અગીઆરમો આત્મા. એ જ્યારે શરીરમાંથી ચાલ્યા જાય છે, ત્યારે રડાવે છે; માટે જે રડાવે છે તે **रुद्र.** એ અર્થમાં પ્રાણનો અર્થ રૂદ્ર, આત્માનો અર્થ રૂદ્ર અને પાપીઓને દંડ આપી રડાવવાથી પરમાત્મા પણ **रुद्र** સંજ્ઞક છે. પુરાણોએ માનેલ રૂદ્ર વેદાર્થમાં ચાલી ન શકે. સાયણાચાર્ય પણ **रुद्र** શબ્દનો અર્થ **कद्रुद्राय प्रचेतसः** એ ઋગ્વેદ ૩-૨૬-૧ મંત્રમાં ભાષ્ય કરતાં જણાવે છે. "**रुद्राय रोदयति सर्वमन्तकाले इति रुद्रः**" અર્થાત્ અંતકાળમાં જે સર્વને રડાવે છે તે **रुद्र** એમ જણાવે છે; એટલે શાસ્ત્રીજીને એ અર્થ માન્યા વિના છૂટકો જ નથી. વિશેષ યથા સ્થાન.

**પ્રમાણ ૧૩ :**

**ત્ર્યંબકં યજામહે** એ યજુર્વેદના અ. ૩ના મંત્ર ૬૦નો ટુકડો રજુ કરી શાસ્ત્રીજી કહે છે કે એમાં ૩ આંખોવાળા રુદ્ર પરમાત્માને તેમાં પૂજવાનું કહ્યું છે. પણ વૈદિક વિદ્વાનોનું તો સ્પષ્ટ કથન છે કે એક આંખવાળો કે બે આંખવાળો કે ત્રણ આંખવાળો પરમાત્મા નથી. કાં તો કોઈ તેને આંખ જ ન માનો અથવા માનવી હોય તો પુરુષસૂક્તમાં જણાવ્યા મુજબ **સહસ્રાક્ષઃ** ( **સર્વૈસહસ્રમ્** ) માનો, પણ શાસ્ત્રીએ તેને ૩ આંખવાળો કહી તેને તો શરીરધારી, દેહી અને અંગ સહિત બનાવી દીધો ! હવે જો શાસ્ત્રીજીના આ યજુર્વેદ વચનને પ્રમાણ માનીએ તો નીચલા પણ યજુર્વેદ અ. ૪૦-૮નું પ્રમાણ :

**सपर्यगाच्छुक्रमकायमव्रण मस्नाविरं शुद्ध मपापविद्धम् ।**
**कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान्व्यदधाच्छा-**
**श्वतीभ्यः समाभ्यः ॥**

જેમાં પરમાત્માને (**सपरिअगात्** ) સર્વવ્યાપક, શુક્ર-અનંત બળયુક્ત, **अकायम्**-કાયા શરીર વિનાનો, **अव्रण**-છિદ્ર વિનાનો, **अस्नाविरं**-નસનાડીના બંધન રહિત, **शुद्ध**-પવિત્ર, **कविः** ક્રાન્તદર્શી, **मनीषी**-સર્વસાક્ષી, **परिभूः** સર્વત્ર વિરાજમાન (**भूसत्तायाम्** ), **स्वयंभूः** જે સ્વયમેવ વિદ્યમાન આદિ વિશેષણો વાળો વર્ણવ્યો છે તેની શી ગતિ થાય ? શાસ્ત્રીજીના **त्र्यंबकं यजामहे**ના મંત્રમાં **त्र्यंबकं** શબ્દથી ૩ આંખવાળો પરમાત્મા લઇએ તો આ **सपर्यगात्** મંત્રમાં સ્પષ્ટ સ્પષ્ટ રીતે કાયા રહિત તથા નસનાડીનાં બંધન રહિત જણાવ્યા છે. તે પરસ્પર વિરુદ્ધ થાય અને એક જ યજુર્વેદમાં પરમાત્માના સ્વરૂપનાં વિરુદ્ધ

વર્ણનો આવે તો તે યજુર્વેદનો કર્તા (ભલેને પછી આપણે ઈશ્વરને તેનો કર્તા માનીએ) મૂર્ખ જ હોવો જોઈએ એમ ઠરે ! સામાન્ય વિદ્વાન પણ પોતાની રચનામાં સ્વવિરોધ નથી આવવા દેતો, તો પરમાત્મા તો સર્વજ્ઞ અને સર્વનો ગુરુ–વિદ્વાન હોવાથી **પોતાની જ રચનામાં પોતાના જ સ્વરૂપ વિષે** આમ પરસ્પર વિરોધ આવવા દે એ અસંભવિત હોઈ ઈશ્વરના સ્વરૂપને ન જાણવાની આપણી અયોગ્યતા જ પૂરવાર કરે છે. વેદમંત્રોમાં તો વિરોધ નથી. વિરોધ તો શાસ્ત્રીજીની જડપૂજક બુદ્ધિમાં છે કે ચેતનની પૂજા પત્થર–જડમાં કરે છે ! ત્યારે **ત્ર્યંબક** શબ્દનો ખરો અર્થ શું છે ? તે જોવું જોઈએ. **ત્ર્યંબક** શબ્દ **त्रि+अम्ब**નો બનેલો છે. **अम्बः** શબ્દ એ **अबिरबिलघि गत्यर्थाः**થી સાધિત હોઈ સ્વાર્થમાં **कन्** પ્રત્યય લાગી **ત્ર્યંબક** શબ્દ બન્યો છે. **गतेस्त्रयोऽर्थाः ज्ञानं गमनं प्राप्तिश्चेति** અતઃ અંબઃનો અર્થ જ્ઞાતા અથવા પિતા ઈત્યાદિ થાય છે અને **ત્ર્યંબક**નો અર્થ **त्रयाणां भुवनानां अम्बः** એટલે ત્રણ લોકનો જે રક્ષણકર્તા, પાલનકર્તા તે પરમાત્મા–પિતા એ છે. એવા ત્ર્યંબક પરમાત્માનું અમે **यजामहे** યજન–સ્તુતિ કરીએ છીએ ! એ ખરો અર્થ છે. આ અર્થ લેવાથી ઈશ્વરના સ્વરૂપને કંઇ બાધ આવતો નથી અને વેદાર્થનો સાચો રસ્તો મળી શકે છે. શાસ્ત્રીજીના ૩ આંખવાળા કોઈ દેવ સાથે આ મંત્રને કશો સંબંધ નથી !

ખુદ સાયણાચાર્ય આ મંત્ર પર ભાષ્ય કરતાં જણાવે છે કે **"त्रयाणां ब्रह्माविष्णुरुद्राणा मम्बकं पितरं यजामहे** અર્થાત્ અમે બ્રહ્મા–વિષ્ણુ **અને રુદ્રના પણ પિતા (પરમાત્મા)**નું અમે યજન કરીએ છીએ. અહીં આ મંત્રમાં પડેલાં **सुगन्धि**

पुष्टिवर्धनम् એ પદોને પણ पितरम्ના વિશેષણ માની અર્થ કરે છે કે "सुगन्धि प्रसारितपुण्यकीर्ति पुनः किं विशिष्टं? पुष्टिवर्धनम् जगद्बीज मुरुशक्ति मित्यर्थः" અર્થાત્ જેની સર્વત્ર કીર્તિ પ્રસારિત થએલી છે તે त्र्यंबकની, અમે ઉપાસના કરીએ છીએ. ઉવ્વટાચાર્યે પણ सुगन्धिને त्र्यंबकનું જ વિશેષણ માન્યું છે, અને ભાષ્યકાર મહીધરે પણ તેમજ માની पुष्टिवर्धनम्નો અર્થ કર્યો છે કે "धनधान्यादिपुष्टेर्वर्धयितारं त्र्यंबकम्" ધનધાન્ય વધારનાર ત્ર્યંબક એમ અર્થ કર્યો છે. એટલે सुगन्धि पुष्टिवर्धनम्થી ધૂપ–ચંદનથી તેની પૂજા કરવી એ અર્થ સાયણ–ઉવ્વટાદિના અર્થથી વિપરીત છે.

શ્રી. મહીધરે જો કે त्र्यंबकम्નો અર્થ नेत्रत्रयोपेतं કર્યો છે, પણ તે યથાર્થ નથી. 'ત્ર્યંબક' શબ્દના "અમરકોષ"ની 'સુધા' વ્યાખ્યામાં અનેક અર્થો છે.

જેમકે—

"त्रीण्यम्बकानि यस्य। त्रिष्वम्बकमस्येति वा।
त्रयाणां लोकानामम्बकः पिता इति वा।
त्रीन्वेदानम्यते शब्दायते वा।
त्रिषु लोकेषु कालेषु वा अम्बः शब्दो वेदे लक्षणो यस्येति वा।
त्रयः अकारोकारमकाराः अम्बाः शब्दा वाचका यस्येतिवा।"

ઇત્યાદિ.

અને આ તમામ અર્થો પરમાત્મામાં બરાબર ઘટી શકે છે. અતઃ **त्र्यंबकं यजामहे** એ વેદમંત્રથી રૂદ્ર–શંકરની મૂર્તિ આમાંથી કાઢી ધૂપ ચંદન લગાડવાની વાત કેવળ વાહિયાત અને અનર્થક છે.

*　　　*　　　*

**પ્રમાણ ૧૪:**

એવું જ બીજું ગપોડું શાસ્ત્રીજીએ યજુર્વેદના **श्रीश्चते लक्ष्मीश्चपत्न्या**નો ૩૧–૨૨ મંત્ર ભાગ રજુ કરી હાંક્યું છે, અને જણાવ્યું છે કે "આ મંત્રમાં શ્રી અને લક્ષ્મીને ઇશ્વરની (કદાચ શાસ્ત્રીજી ભૂલી ગયા હશે કે વિષ્ણુની ?) સ્ત્રીઓ બતાવી છે!" શાસ્ત્રીજીને અક્કલથી એટલો પણ વિચાર કરવાની ટેવ નથી લાગતી કે જો ખરેખર શ્રી અને લક્ષ્મી એ ઇશ્વરની સ્ત્રીઓ હોય (અને રૂપક ન હોય) તો એ લક્ષ્મી અને શ્રીને કોણે ઉત્પન્ન કરી? તેમના બાપ, તેમના બાપ એમ કરતાં છેવટે તો ઇશ્વર જ આવશે કે તેજ સર્વનો ઉત્પાદક છે, એટલે તે સર્વનો મહાન્ અને એક જ પિતા છે. એટલે પરમાત્મા લક્ષ્મી અને શ્રીનો પિતા, અથવા પ્ર પ્ર પ્ર (અનેક પ્ર) પિતામહ થયો, અને પોતાની પ્ર પ્ર પ્ર. (અનેક પ્ર) પૌત્રીઓનો પતિ પણ થયો! શાબાશ, શાસ્ત્રીજી મહારાજ! જરા અક્કલને ઠેકાણાસર રાખી વેદમંત્ર પર કલમ કુઠારાઘાત કરો તો ઠીક! ઇશ્વર જ પિતા અને ઇશ્વર જ સ્વપુત્રીઓનો પતિ!! દુનિયાદારીમાંયે ન બને, તે તમે પરમેશ્વર માટે બનાવો છો. એ નરી ધૃષ્ટતા બતાવે છે!!! વારુ, તમે કહ્યું તેમ. શ્રી અને લક્ષ્મી પરમાત્માની સ્ત્રીઓ હોય તો તેમને તેમનાથી કેટલી સંતતિ થઇ? ક્યારે થઇ? તેમાંની સંતતિ બધી જીવતી છે યા કોઇ મરી પણ ગઈ? ઇશ્વર નિરાકાર છે એમ તો તમે

માનતા હશો એમ ધારૂં છું (કેમકે અનેક વેદમંત્રો તે નિરાકાર હોવાનું સ્પષ્ટ જણાવે છે, અને આપના અનેક નામી સનાતની પંડિતો પણ નિરાકાર માને છે, પણ સાથે સાથે સાકાર પણ થાય છે એમ કહી આત્મપ્રતારણા કરતા ફરે છે, તેમ તમે પણ નિરાકાર હોઈ સાકાર માનતા હશો જ. જો નિરાકાર નજ માનતા હો અને કેવળ સાકારજ માનતા હો તો જણાવજો, જેથી તેના સાકારપણા વિષે પ્રશ્નો પૂછી શકું કે તે સાકાર છે (પ્રથમથી જ) તો તે ક્યાંથી થયો? શામાંથી થયો? કોણે બનાવ્યો? ક્યારે બનાવ્યો? તેના માતાપિતા હતા કે નહિ? કેમકે કંઇ ન હોય તો કોઇ ચીજ આપોઆપ કદિ થતી નથી એમ સર્વદર્શન સિદ્ધાંત છે. શું ખાય છે? ક્યાં રહે છે? આદિ આદિ.) તો આ બે શ્રી અને લક્ષ્મી નામની પત્નીઓ–ધણીઆણીઓ સાથે ગૃહસ્થાશ્રમ સાકાર થઇ પાળે છે કે નિરાકાર રહી? સાકાર થઇ પાળતો હોય તો તે ક્યાં ન હતો, જેથી ત્યાં આવી સાકાર રૂપ લઇ શકે છે? અને એવું સાકારપણું આ પત્નીદ્વય માટે કેટલો વખત લે છે? શ્રી–લક્ષ્મી ખાતર નિયમિત રીતે સાકાર થાય છે કે મરજીમાં આવે ત્યારે જ? જ્યારે સાકાર ન થાય ત્યારે આ શ્રી–લક્ષ્મી–પત્નીદ્વયનું શું થતું હશે? તેમનો તે પતિજ છે કે પરમેશ્વર પણ રહે છે? આદિ એવા જટિલ પ્રશ્નો છે, જેની જાળમાંથી આપનો કોઇ કાળે ઉદ્ધાર થવાનો નથી. માટે શ્રી અને લક્ષ્મીને ખરી પત્નીઓ બનાવવી રહેવા દો, તેમાંજ હિત છે. પણ યજુર્વેદના પુરુષસૂક્તમાં આવેલ આ મંત્ર આખો જ રૂપકથી ભરેલો છે. યથા—

**श्रीश्चते लक्ष्मीश्च पत्न्याचहोरात्रेपार्श्वे नक्षत्राणि रुप-मश्विनौ व्यात्तम्॥** અ. ૩૧. મં. ૨૨.
તેનો ખરો અર્થ એ થાય છે કે—

હે ઈશ્વર! ( **श्रीः** ) તારી શોભા અને ( **लक्ष्मीः** ) ધનાદિ સંપત્તિ એ બે ( **पत्न्यौ** ) પ્રિય પત્ની પ્રમાણે તારી સેવા કરનાર છે, અને ( **अहोरात्रे** ) દિવસ અને રાત્રિ એ બે ( **पार्श्वे** ) તારી બગલ સમાન છે.

( **नक्षत्राणिरुपम्** ) સૂર્ય, ચંદ્ર અને નક્ષત્રો આદિ પ્રકાશમય પદાર્થ તારા રૂપ (નેત્ર) સમાન છે. (**अश्विनौ**) દ્યાવા-પૃથિવી તારા ( **व्यात्तम्** ) વિકસીત મુખ પ્રમાણે છે. આદિ. આ મંત્રાર્દ્ધને જોતાં આમાં અલંકાર વિના બીજું શું છે? કેવળ **श्रीश्चते लक्ष्मीश्च पत्न्या** એટલો ટુકડો રજુ કરી શાસ્ત્રીજી વેદને નામે લોકોને ભમાવે છે કે ઇશ્વરને **લક્ષ્મી** અને **શ્રી** નામની બે સ્ત્રીઓ છે! શાસ્ત્રીજીને (નેપથ્યમાં) પૂછું છું કે શાસ્ત્રી મહારાજ! એથી આપનો એ ઉપદેશ તો નથી કે જ્યારે પોતેજ પેદા કરેલી બે સ્ત્રીઓને સ્વયં ભગવાન પત્ની કરે છે, તો માણસોએ તેનું અનુકરણ કેમ ન કરવું? એમ અભિપ્રાય હોય તો જણાવજો. જેથી તમને સવળા થાણાની 'ડાહ્યા'ઓની :શાળાઓનો રસ્તો બતાવાય!) પણ તટસ્થ હરકોઇ વિદ્વાનની ખાત્રી થયા વિના નહિ રહે કે આ મંત્રમાં રૂપકાલંકાર વિના કંઇ નથી, અને શાસ્ત્રીજી આમાંથી મૂર્તિપૂજા કદિ સાબિત કરી શકે તેમ નથી. ખરી રીતે મૂર્તિપૂજા સાથે આ મંત્રને કંઈ સંબંધ પણ નથી, એટલે આ મંત્ર તો નાહક વિના પ્રયોજન શાસ્ત્રીજીએ રજુ કર્યો છે. કદાચ શાસ્ત્રીજીનો અર્થ માની લઇએ તો પણ એટલું

જ સિદ્ધ થશે કે ઇશ્વરને બે પત્નીઓ છે. પણ તેમાં મૂર્તિપૂજા શું આવી? ઇશ્વરને બે પત્નીઓ માની તો તેને સાકાર માનો તો તે માટે મારા ઉપલા પ્રશ્નો આપની સેવામાં રજુ છે, જે આપની વિચારશક્તિને કરોડી કરી નાખવા બસ છે!

પણ હું તો એ પણ જણાવવા માગું છું કે શાસ્ત્રીજીએ આ મંત્ર પર તેમના માન્યભાષ્યકાર મહીધરનું ભાષ્ય પણ જોયું નથી. મહીધરે પણ આ મંત્ર પર ભાષ્ય કરતાં **શ્રી** અને **લક્ષ્મી**ને ઇશ્વરની પત્નીઓ માની જ નથી. મહીધર તો **શ્રી** અને **લક્ષ્મી**ને સૂર્યની પત્ની માને છે, (અને શાસ્ત્રીજી સૂર્યને દેવ વિશેષ માની ઇશ્વરથી અવશ્ય જુદા જ માને, કેમકે તમામ દેવો ઇશ્વરને આધીન છે. એમ શાસ્ત્રીજી માને છે.) જુઓ મહીધરનું ભાષ્ય નીચે મુજબ:—

"ऋषि रादित्यं स्तुत्वा प्रार्थयते। हे आदित्य! श्रीः लक्ष्मीश्च ते तव पत्न्यौ जायास्थानीये त्वद्धेदये इत्यर्थः।

यया सर्वजनाश्रणीयो भवति सा श्रीः; श्रीयतेऽनया श्रीः सम्पदित्यर्थः यया लक्ष्यते दृश्यते जनैः सा लक्ष्मीः सौन्दर्य मित्यर्थः।

અર્થાત્ હે આદિત્ય! **શ્રી** અને **લક્ષ્મી** એ બે તારી જાયાસ્થાનીય-વેશ્યા છે! જેનાથી સર્વ આશ્રિત થાય છે તે **'શ્રી'** એટલે સંપત્ અને જેના વડે માણસોથી જોઇ શકાય છે તે **લક્ષ્મી** એટલે સૌંદર્ય!

અહીં તો મહીધરે શાસ્ત્રીજીની **શ્રી** અને **લક્ષ્મી**ને "વેશ્યા"નો ઇલ્કાબ આપ્યો, તે શાસ્ત્રીજીને સમર્પણ હો! તે માટે શાસ્ત્રીજી ભલે મહીધર સાથે વિવાદ કરી લે. મારે તે સાથે કંઇ સંબંધ નથી, અને **શ્રી** તથા **લક્ષ્મી**નો અર્થ પણ મહીધરે અહીં સંપત્તિ અને શોભા–સૌંદર્ય કર્યો છે, પછી તે ઇશ્વરની ધર્મપત્નીઓ ક્યાં રહી તે શાસ્ત્રીજી નિરાંતે ભલે વિચાર કર્યા કરે! મહીધરના અર્થ મુજબ આ મંત્રનો મેં જે ઉપર અર્થ આપ્યો છે તેજ ખરો અર્થ છે. મને ખબર નથી શાસ્ત્રીજી વેદના નામે વેદ અને ઇશ્વર પર અત્યાચાર કેમ કરે છે? શાસ્ત્રીજીના વેદના અર્થો જોતાં તો નિરૂક્ત ૧/૧૮નું વચન અનિચ્છાએ પણ હઠાત્ યાદ આવે છે.

**स्थाणुरयं भारहारः किला भूदधीत्य वेदं**
**नविजानातियोऽर्थम्।**

—વેદને ભણીને જે તેના અર્થ–રહસ્યને નથી જાણતો તે ખરેખર **स्थाणुः** ( લાકડાનું ઠુંઠું ) છે! ( કૃપા કરી શાસ્ત્રીજીએ અહીં **स्थाणुः** શબ્દ જોઇ અહીં પણ લાકડાની મૂર્તિ એ અર્થ આમાંથી કાઢવાનો નથી!) અસ્તુ. આગળ વધતાં શાસ્ત્રીજી લખે છે કે "અગ્નિ આદિ જેટલી સાકાર મૂર્તિઓ છે તે બધી બ્રહ્મની મૂર્તિઓ છે." એ કયા પ્રમાણ ગ્રંથમાં લખ્યું છે તે જણાવ્યું નથી. તેમ છતાંય જો શાસ્ત્રીજીને તે કબુલ હોય તો મારે ખાસ વાંધો નથી; પણ પ્રથમ અગ્નિને શાસ્ત્રીજી બ્રહ્મની સાક્ષાત્ સાકાર મૂર્તિ માની જરા ભક્તિથી ભેટી લ્યે એટલે બસ! અથવા જળને બ્રહ્મની તેવી મૂર્તિ માની દેશ–વિદેશના યા મુંબઇ ખાતેના જ સમુદ્રની વચ્ચે જઇ પૂર્ણ શ્રદ્ધાથી જરા એકજ ડુબકી મારી

લ્યે !! એટલે તેમના કથનની મને ખાત્રી થાય કે શાસ્ત્રીજી જે ઉપદેશે છે તે સ્વયં માને છે કે પોથીમાંનાં રીંગણાં છે અથવા હાથીના ચાવવાના જુદા અને દેખાડવાના જુદા છે!!!

## પ્રમાણ ૧૫મું :

**हिरण्यगर्भः समवर्ततताग्रे भूतस्य जातः पतिरेक आसीत्।**
**सदाधार पृथिवींद्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥**
આ યજુર્વેદ ૧૩-૪ મંત્ર રજુ કરી શ્રી. શાસ્ત્રી લખે છે કે "હિરણ્યગર્ભ ઇશ્વર સૃષ્ટિની પહેલાં વર્તમાન હતા. તેમણે પ્રગટ થઇ સર્વભૂત સમુદાયના પતિ થયા......................તે દેવને અમો હવિ-નૈવેદ્ય દઇએ છીએ......................આ મંત્રમાં ઇશ્વરનું શરીર ધારણ કરવું અને માણસોએ તેને હવિ દેવું અને પૂજન કરવું લખ્યું છે, તો પછી કેમ માની લેવાય કે તેને મૂર્તિ નથી ?" આદિ.

અહીં શાસ્ત્રીજી **जातः** શબ્દનો અર્થ 'પ્રગટ થઇ' એમ કરે છે. તથા **हविषा**નો અર્થ 'નૈવેદ્ય' કરે છે અને 'પ્રગટ થઇ' એ અર્થ કરી સાર તારવી કાઢે છે કે "આ મંત્રમાં ઇશ્વરનું શરીર ધારણ કરવું" લખ્યું છે ! પણ અત્રે **जातः** શબ્દનો અર્થ વેદ-ભાષ્યકાર સ્વામી દયાનંદના અર્થ મુજબ 'પ્રસિદ્ધ' એ યુક્ત છે. (જુઓ તેમનું ભાષ્ય. યજુર્વેદ ૮-૩૬. શાસ્ત્રીજીએ સ્વામી દયાનંદને પ્રમાણ માન્યા છે.) અગાઉ જણાવી ગયો તેમ ઋગ્વેદમાં તો **'सपर्यगाच्छुक्रमकायम्** વાળા મંત્રમાં સ્પષ્ટ જણાવ્યું છે કે પરમાત્મા કાયા વિનાનો હોઇ સર્વવ્યાપક છે. જે સર્વવ્યાપક હોય તેને ઉત્પન્ન થવાનું ક્યાંથી હોય ? ઉત્પન્ન તો તે થઇ શકે છે કે

જે જ્યાં ન હોય! પણ પરમાત્મા સર્વત્ર એકરસ વ્યાપક હોઈ તેને ઉત્પન્ન થવાનું નથી હોતું. આ મંત્રમાં પડેલો **हिरण्यगर्भः** એ શબ્દ જ પરમાત્માનું વ્યાપક સ્વરુપ બતાવે છે અને તેનો અર્થ **हिरण्यानि सूर्यादीनि तेजांसि गर्भे यस्य स हिरण्यगर्भः** અર્થાત્ સૂર્ય–ચંદ્ર નક્ષત્રાદિ તેજસ્વી પદાર્થો જેના ગર્ભમાં છે તે પરમાત્મા. હવે વિચારવું જોઇએ કે સૂર્ય, ચંદ્ર અને નક્ષત્રો તો અનેક છે, અને તેવાં અનેક બ્રહ્માંડો જેના ગર્ભમાં છે, તે પરમાત્માનું વ્યાપક રૂપ કેવું મહાન છે! તેને ઉત્પન્ન થયો કહેવું એ કેવળ બકવાદ વિના બીજું શું છે! **हिरण्य**નો અર્થ શતપથ (૬–૭)માં પણ જણાવ્યા પ્રમાણે **ज्योतिर्वैहिरण्यं** અર્થાત્ જ્યોતિ એ જ હિરણ્ય અને સૂર્ય–ચંદ્રાદિ પદાર્થો જ્યોતિ–તેજ વિના બીજાું નથી એ સિદ્ધ વૈજ્ઞાનિક વાત છે; એટલે શતપથ વચનાનુસાર 'હિરણ્યગર્ભ'નો અર્થ જે ઉપર આપ્યો છે તે યથાર્થ છે. તે જોતાં આમાથી ઈશ્વર ઉત્પન્ન થયો અને તેની મૂર્તિ સિદ્ધ કરવી એ વાહિયાત વાત છે. મુંડકોપનિષદમાં પરમાત્માને **अज** તથા સર્વવ્યાપક જણાવ્યો છે યથા—

**दिव्योह्यमूर्तः पुरुषः स बाह्याभ्यंतरो ह्यजः ।**
**अप्रमाणो ह्यमनाः शुभ्रोऽक्षरात्परतः परः ॥**

અર્થાત્ તે પરમાત્મા દિવ્ય છે. **अमूर्तः**–મૂર્તિ વિનાનો, બહાર અને અંદર સર્વત્ર–વ્યાપક–તથા **अजः**–જન્મ વિનાનો હોઈ **अप्राणः**–પ્રાણ રહિત આદિ છે. આ સ્પષ્ટ વચનો જોતાં કોઇ પણ શ્રુતિમાંથી પરમાત્માની મૂર્તિ કાઢવી એ અશક્ય વાત છે. તેમ છતાં ય શાસ્ત્રીજીનો **जातः** શબ્દનો અર્થ જો 'ઉત્પન્ન થયા' એમ ઘડીભર માની લઇએ તો શાસ્ત્રીજીએ અગાઉ ઉદ્ધૃત કરેલ

**न तस्य प्रतिमा अस्ति** વાળા મંત્રના ઉતરાર્દ્ધમાં આ **हिरण्यगर्भः** મંત્રનો ઉલ્લેખ હોઇ તેમાં સ્પષ્ટ લખ્યું છે કે **यस्मान्नजात इत्येषः**– તે પરમાત્મા કોઈમાંથી–કશાંમાંથી ઉત્પન્ન થયો નથી–**न जातः** એટલે વેદમંત્ર પણ સ્પષ્ટ કહે છે તેમ પરમાત્મા ઉત્પન્ન થયો નથી. એટલે અહિં **जातः** શબ્દનો અર્થ 'પ્રસિદ્ધ' જ યુક્ત થઈ શકશે પણ **जातः**–નો અર્થ 'ઉત્પન્ન થયું' એમ કરવો એ તો શ્રુતિ વિરૂદ્ધ છે. યથા—

**वेदाहमेतंमजरं पुराणं सर्वात्मानं सर्वगतं विभुत्वात् ।**
**जन्मनिरोधं प्रवदन्ति यस्य ब्रह्मवादिनो हि प्रवदंति नित्यम्**

શ્વેતાશ્વતર.

—તે પરમાત્મા અ–જર, સર્વનો આત્મા, સર્વગત (સર્વ વ્યાપક) વિભુ હોવાથી છે, જેનો બ્રહ્મવાદી વિદ્વાનો **जन्मनिरोधं प्रवदन्ति**–જન્મનો નિરોધ કરે છે આદિ. આમાં તો સ્પષ્ટ અર્થમાં ઈશ્વરના જન્મનો નિરોધ કર્યો છે. ઉપનિષદોમાં તો વેદ–વર્ણિત ઈશ્વરના સ્વરૂપને પલ્લવિત કર્યું છે. એવા અજર, અમર, અમૂર્ત, અજન્મા, સર્વવ્યાપક પરમાત્માની અમે **हविषा विधेम** આત્મા રૂપી હવિથી સ્તુતિ કરીએ છીએ. હવિઃ એટલે સામગ્રી, અને પરમાત્મ–પૂજનમાં આત્મારૂપી સામગ્રી કરતાં બીજી કઇ સામગ્રી ઉત્તમ હોઇ શકે? આત્માને જ સામગ્રીનું રૂપ આપતાં સર્વ-ભાવથી પરમાત્માની સ્તુતિપરક અર્થ આ મંત્રનો થઇ શકે, જેમાં નિરાકાર પરમાત્માને પાર્થિવ નૈવેદ્ય આપવું અસંગત અને અસ્થાને છે, એટલે શાસ્ત્રીજીનો કરેલ અર્થ યોગ્ય નથી. શાસ્ત્રીજી આ મંત્રમાંથી પરમાત્માની મૂર્તિ હોવાનું જણાવે છે, પણ મારૂં તો કથન છે કે **મૂર્તિને તો કોઇ આધારની જરૂર છે.**

**કંઇ આધાર વિના તે રહી શકે નહિ,** અને પરમાત્માને તો આ મંત્રમાં સમગ્ર જગતનો આધાર **सदाधार पृथिवीं**– કહ્યો છે ! મૂર્તિ તો ઉત્પન્ન કરાવ્યા સિવાય કદિ ઉત્પન્ન થતી નથી. જ્યારે મુંડક, શ્વેતાશ્વતર તથા ઋગ્વેદનાં પ્રમાણો દ્વારા મેં સાબીત કર્યું છે કે પરમાત્મા તો કદિ ઉત્પન્ન થતો નથી, એટલે તેની મૂર્તિ ક્યાંથી થઇ શકે ? કેમકે મૂર્તિ રૂપે થવામાં તો તેને ઉત્પન્ન થવું રહ્યું. જે ઉપલા પ્રમાણોથી વિરૂદ્ધ વાત છે. આ મંત્રમાં આવેલ **जातः** શબ્દનો અર્થ શાસ્ત્રીજી કહે છે તેમ 'પ્રગટ થયા' એ **एकोऽहं बहुस्याम्**ની શ્રુતિ મુજબ જો કરવા માગે તો મને વાંધો નથી. પણ એ અર્થ એ પ્રમાણે લેવાથી ( હું એકમાંથી અનેક થાઉં, અને તેણે આ નિખિલ બ્રહ્માંડ સર્જ્યું અને પોતે તે દ્વારા પ્રગટ થયા–જીવધારીઓને પરમાત્માનું જ્ઞાન થયું.) શાસ્ત્રીજીનો મૂર્તિપૂજા સાબીત કરવાનો શ્રમ સાર્થક નહિ થાય. ખરી રીતે આ મંત્ર મૂર્તિપૂજાની સિદ્ધિ કરતો નથી પણ મૂર્તિ-પૂજાનું ખંડન કરે છે કેમકે મૂર્તિ અને સર્વાધાર ઇશ્વર એ બે વિરૂદ્ધ છે. કેમકે મૂર્તિ આધેય છે અને ઇશ્વર આધાર છે. એટલે આધાર ઇશ્વર સ્વયં કદિ આધેય થઇ શકે નહિ, શાસ્ત્રીજી આપણને આધાર–પરમાત્મા, આધેય–મૂર્તિ થયો એવું ઉલ્ટું સમજાવે છે. જે સામાન્ય બુદ્ધિથી પણ વિરૂદ્ધ હોઇ કોઇ સમજુ માણસને તે ગ્રાહ્ય થઇ શકેજ નહિ, પછી વિદ્વાનોને તો ક્યાંથીજ શાસ્ત્રીજીનો અર્થ માન્ય થાય? ઋગ્વેદમાં પણ એ વિષે સ્પષ્ટ જણાવ્યું છે કેઃ—

नास्य शत्रु र्न प्रतिमानमस्ति न प्रतिष्ठिः
पुरुमायस्य सह्योः ॥ ६–०८–१२

અર્થાત્ તે પરમાત્માનો કોઇ શત્રુ નથી. **न प्रतिमानमस्ति**–તેની કોઇ પ્રતિમા–મૂર્તિ નથી. તે અનંત જ્ઞાનયુક્ત તથા સહન શક્તિયુકત ઇશ્વરનો કોઇ આશ્રય (**प्रतिष्ठिः**) પણ નથી. તે સ્વયં સર્વાધાર છે. હવે જો તેની મૂર્તિ માનીએ, તો મૂર્તિને આશ્રયની જરૂર હોય જ, અને મૂર્તિ એટલે શાસ્ત્રીજીના મતે પરમેશ્વર, અતઃ પરમેશ્વર (મૂર્તિરૂપ) આશ્રિત થયો, જે ઉપલા વેદમંત્રથી સરાસર વિરૂદ્ધ તથા તર્કથી પણ પ્રતિકૂલ છે. અતઃ ઇશ્વરની કોઈ મૂર્તિ થઇ શકતી નથી. કેમકે તે વાત જ અસંભવિત–Impossible–છે.

આ પરથી વાચકોને શાસ્ત્રીજીએ આપેલ પ્રમાણની નિઃસારતા સ્પષ્ટ જણાઇ જશે.

## પ્રમાણ ૧૬મું :

> उदबुध्यस्वाग्ने ! प्रतिजागृहि त्वमिष्टा–
> पूर्ते सं सृजेथा मयंच । य० अ० १५–५४.

આ મંત્ર રજુ કરી શ્રી. શાસ્ત્રીજી કહે છે કે "હે અગ્નિ ! તું સાવધાન તથા જાગૃત થા, અને યજમાનને **इष्टापूर्त** કર્મમાં પ્રવૃત્ત કર." એટલે કે શાસ્ત્રીજી જ્યારે આ મંત્રથી અગ્નિ–ભૌતિક અગ્નિ (અથવા તેમણે માનેલો 'અગ્નિ–દેવ')ને ઢંઢોળે ત્યારે જ તે સાવધાન અને જાગૃત થાય ! નહિ તો તે અસાવધાન અને ઘોરતા જ રહે ! અને આ જડ અગ્નિ, યજમાનને **इष्टापूर्त** કર્મમાં પ્રેરે !! જો શાસ્ત્રીજી અગ્નિ શબ્દથી અહિં ભૌતિક અગ્નિનું ગ્રહણ કરતા હોય (અને તેજ તેમને ઇષ્ટ છે) તો તે ભૂલ છે. કેમકે જડ અગ્નિને સાવધાન થવાનું કે જાગૃત થવાનું

કદિ હોતું જ નથી. તે તો હંમેશ તેના અસ્તિત્વ સુધી સાવધાન અને જાગૃત છે કે કોઇ આવ્યું કે તેને બાળીને ભસ્મ કરવું. વળી તે જડ હોવાથી યજમાન શું કે તેનું ઈષ્ટાપૂર્ત કર્મ શું તે તે જાણી ન શકે એટલે તેને તે કર્મમાં પ્રવૃત્ત કરવા જેવું કશું નથી રહેતું. હા, અગ્નિ શબ્દથી તેજ સ્વરુપ અથવા જ્ઞાનમય પરમાત્માનું ગ્રહણ હોય તો તે ઇષ્ટ છે. અને તે અર્થમાં આ મંત્રનો અર્થ હે જ્યોતિસ્વરુપ ઈશ્વર! તું અમારા હદયોમાં પ્રકાશિત થા અને અજ્ઞાનમાં પડેલા જીવોમાં જ્ઞાનપ્રકાશ લાવી તેમને જાગૃત કર તથા યજમાનને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ રૂપી ઈષ્ટાપૂર્ત કર્મની સાધના થાય.

પણ શાસ્ત્રીજીએ આ મંત્રથી જ સ્પષ્ટતયા મૂર્તિ–મંડન કરવા નથી ધાર્યું પણ આ મંત્રમાં પડેલા **ईष्टापूर्ते** શબ્દના બળે અત્રિસ્મૃતિનું પ્રમાણ આપી તેમને દેવમંદિર બનાવવું એ વેદસંમત હોવાનું સિદ્ધ કરવું છે. એટલે હું ય આ મંત્ર વિષે વધુ ન લખતાં, શાસ્ત્રીજીને જે અભીષ્ટ છે તે તરફ જ વળીશ. શાસ્ત્રીજી અત્રિસ્મૃતિના એ નીચલા શ્લોકો ઉધ્ધૃત કરે છે કેઃ—

> **'अग्नि होत्रं तपः सत्यंवेदानामुपलंभनम् ।**
> **आतिथ्यं वैश्वदेवंच इष्ट मित्यभिधीयते ॥**
> **वापीकूपतडागादिदेवतायतनानिच ।**
> **अन्नप्रदानमारामः पूर्त मित्यभिधीयते ॥'**

અગ્નિહોત્ર, તપ, વેદપાઠ, સ્વાધ્યાય, આતિથ્ય અને વૈશ્વદેવ કર્મ **इष्ट** કહેવાય. અને લોકહિતાર્થ વાવ, કુવા, તળાવ, દેવમંદિરો

અન્નદાન અને બગિચા લગાવવા તેને **પૂર્ત** કર્મ કહે છે. તેમ **देवमंदिर** બનાવવું વેદસંમત સિદ્ધ થયું."

પ્રથમ તો હું અત્રિસ્મૃતિને પ્રમાણ માનતો નથી એમ મારે સ્પષ્ટ જણાવવું જોઇએ. તેમ છતાંય શાસ્ત્રીજીએ જે બે. શ્લોકો રજુ કર્યા છે, તો જણાવીશ કે તેમાં **देवतायतन**નો અર્થ એકલું **देवमंदिर** જ થઇ શકે એવો નિયમ નથી. કેમકે **दिवु** ધાતુ એ **क्रिडा, विजिगीषा व्यवहार, स्तुति, मद, स्वप्न, द्युति, कान्ति, मोद, गत्ति** આદિ અર્થમાં વપરાય છે અને એ પ્રત્યેક અર્થના સંબંધમાં **देवनायतन** શબ્દ યોજી શકાય. લોક હિતાર્થે તો **देवतायतन** શબ્દનો અર્થ અહિં ક્રિડાસ્થાન–Play ground શા માટે ન થઇ શકે ? દેવમંદિરોમાં તો તમે " **आर्येत्तराणां प्रवेशो निषिद्धः** જેવા અસમાનતાજનક પાટીઓ મારી 'લોક-હિતાર્થ'ની દષ્ટિ સંકુચિત કરી ભગવાનને અને દેવમંદિરોનો ઇજારો લઇ રાખો છો, એ કરતાં તો લોકહિતાર્થ માટે તો ક્રિડા-સ્થાનો બનાવવા, જેમાં વધુ વિશાળતા રહેલી છે, અને અત્રિ મહારાજને પણ વધુ લોકહિત સધાતાં શાંતિ થાય તો અત્રે **देवतायतन**નો અર્થ ક્રીડાસ્થાનનો જ વધુ ઉપયુક્ત છે, દેવમંદિર નહિ.

તેમ છતાંય શાસ્ત્રીજી **देवतायतन**નો અર્થ દેવમંદિર જ કરતા હોય તોય તેમને **अत्रि** મહારાજ ભારે પડી જશે. કાંતો શાસ્ત્રીજી **इष्टापूर्त** માટેનું અહિં અત્રિસ્મૃતિનું જ પ્રમાણ છોડી દે અથવા નીચેનું પણ અત્રિ–સ્મૃતિનું જ વચન પણ પ્રમાણ માની અસ્પૃશ્યોને માટે દેવમંદિરો ઉન્મુક્ત (ખુલ્લાં) કરી દે! જુઓ **अत्रि** મહારાજ સ્પષ્ટ ફરમાવે છે કેઃ—

**देवयात्रा विवाहेषु यज्ञ प्रकरणेषु च।**
**उत्सवेषु च सर्वेषु स्पृष्टास्पृष्टिर्न विद्यते ॥**

—દેવયાત્રા, વિવાહ અને યજ્ઞની બાબતમાં તથા તમામ જાતના ઉત્સવોમાં સ્પૃશ્યાસ્પૃશ્યતા નથી !! શાસ્ત્રીજી, આ અત્રિના પ્રમાણને સામે રાખી આપ સ્પૃશ્યાસ્પૃશ્યતાનો બખેડો ક્યાં સુધી ચાલુ રાખી શકશો ? કે પછી મીઠા મીઠા ગડપ ઔર કડવા થૂ: થૂ: પેઠે આ પ્રમાણજ નહિ માનો ? જો આ પ્રમાણ ન માનો તો **ईष्टापूर्त** વિષયનું પણ આપનું પ્રમાણ બીજાઓને શા માટે માનવું જોઇએ ? જો તેને માનતા હો તો આને પણ માનો અને તે મુજબ વર્તન કરો. પણ આપને અસ્પૃશ્યને અડકવાનું શાનું કબુલ હોય ? તેને કંઇ તમારા ભગવાને થોડાં બનાવ્યા છે ? તે તો ક્યાંક અદ્ધરથી એમને એમ ઉતર્યા હશે, જેની તમારા ભગવાનને ખબર પણ નહિ હોય ! એટલે તમારો ભગવાન સર્વ સંસારનો ઉત્પાદક નહિ રહે !! અને તેમ કબુલ ન હોય તો તેમને પણ ભગવાને બનાવ્યાનું કબુલ કરી, ભગવાનનો ઇજારો આપનો છોડી તેમને પણ એકજ પિતાના સંતાન સમજી તેમની સાથે ભાઇ પેઠે વર્તાવ કરો, અને તમારા દેવમંદિરો (જેમાં અસ્પૃશ્યો તથા ચાંડાલોનો પણ તમારા જેટલો જ હિસ્સો છે)માં પેસવા દો. કેમકે અસ્પૃશ્યો અને ચાંડાલો એ સાક્ષાત્ ભગવાનનું સ્વરૂપ છે. એમ ખુદ આપનું ભાગવત પોકારી પોકારીને કહે છે. યથા—

**प्रणमे द्दण्डवद्भूमावाश्व चाण्डाल गोखरम्** ।૧૧-૨૯-૧૬

અર્થાત્ ભગવાનના એકાંત ભક્તે ઘોડા, **ચાંડાલ** અને ગધેડા, કુતરા તથા ગૌ આદિને જોઇ તેમને ઇશ્વર સ્વરૂપ સમજી પૃથ્વી

પર પડી સાષ્ટાંગ નમસ્કાર કરવા! આ વચન સાક્ષાત્ કૃષ્ણ મહારાજ પોતાના ભક્ત ઉદ્ધવજીને કહે છે!! આ તેમના ધર્મ ગ્રંથના મહા વચન મુજબ તો શાસ્ત્રીજી કાં તો કબુલ કરે તે **ભક્ત નથી** અથવા ભગવદ્ભક્ત હોય તો તેમણે કેવળ ચાંડાલને જ નહિ, પણ કુતરા, બળદ, ઘોડા અને ગધેડાને સુદ્ધાં ભગવાનનું સ્વરૂપ સમજી તેને જોતાં જ પૃથ્વી પર (ઘરમાં કે બજારમાં; કોઈ ગાદીધારી શંકરાચાર્યની પાછળ ફરતાં કે મંદિરમાં પગે પડતાં; રાત્રે કે દિવસે; શિયાળે ઉન્હાળે કે ચોમાસે; કોઇ પણ સ્થળે–કોઇ પણ ઘડીએ) લાંબા થઇ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા લાગી જ જવું જોઇએ!! ઢોર અને ગધેડા કરતાં તો ચાંડાલો મનુષ્ય છે,–અરે એટલું જ નહિ તે તો ઇશ્વરનું સ્વરૂપ જ છે,–એટલે તેમને દેવમંદિરમાં જતા અટકાવવા એટલે પરમેશ્વરના સ્વરૂપને પરમેશ્વરના ઘરમાં જતાં અટકાવવા જેવું છે! જે ભાવથી દેવમૂર્તિ પૂજ્ય છે, તે જ ભાવથી એક ચાંડાલ પણ શાસ્ત્રીજી માટે આ પ્રમાણથી પૂજ્ય હોવો જ જોઇએ, અને આ 'ચાંડાલ–દેવ'નું જે મંદિર સ્થાન એ ખરૂં દેવ–મંદિર તેમણે માનવું જોઇએ શાસ્ત્રીજી શું વિચારે છે? શ્રીમદ્ભાગવતમાં નીચલો પણ મંત્ર છે, જે શાસ્ત્રીજીએ જાણવો જોઇએઃ—

**वेदाध्याय स्वधा स्वाहा बल्यन्नाद्य यथोदयम् ।**
**देवर्षि पितृभूतानि मद्रूपाण्यन्वहं यजेत् ॥** ૧૧–૧૭–૫૦

અર્થાત્ ગૃહસ્થે (શાસ્ત્રીજી ગૃહસ્થ તો છે જ!) વેદાધ્યયન (ઋ સ્વધા (પિતૃયજ્ઞ), સ્વાહા (દેવયજ્ઞ) બલિવૈશ્વદેવ (ભૂ. અન્નદાન (અતિથિયજ્ઞ) આદિ દ્વારા ('ભગવાન' મારાં જ રૂપો દેવ, ઋષિ, પિતૃ મનુષ્ય અને

પ્રાણીઓનું યથા વિધિ પૂજન (**यजन**) કરતા રહે. ચાંડાલ અથવા અંત્યજ, અસ્પૃશ્ય એ મનુષ્ય તો છે, તેમ હોવાની 'ના' કોઇના પીરથી પણ પાડી શકાય તેમ નથી, અને અન્નદાન (અતિથિયજ્ઞ)થી મનુષ્ય એ 'ભગવાન'નું રૂપ ઉપલા શ્લોકથી સિદ્ધ હોવાથી ચાંડાલ એ મનુષ્ય હોવાથી, શાસ્ત્રીજીને ભગવત્સ્વરૂપત્વે કરી તે યજનીય અને પૂજ્ય છે! કયાં તો શાસ્ત્રીજીએ ભાગવતને આર્યસમાજીષ્ટો પેઠે કોરે મૂકી દેવું, કાં તો ચાંડાલો પ્રત્યેનું અસદ્વર્તન મૂકી દેવું!! ભાગવતને માની ચાંડાલાદિની ઘૃણા કે અસમાન વર્તન કોઇથી થઈ શકે નહિ એ સ્પષ્ટ વાત છે. '**अतिथिदेवोभव**' એ શ્રુતિ વાક્ય તો શાસ્ત્રીજીએ સાંભળ્યું વા જાણ્યું હશે, કેમકે પોતે અનેકોના અ-તિથિ બન્યા હશે! એ અતિથિ સત્કાર વિષે શાસ્ત્રીજીને માન્ય સ્મૃતિમાં જણાવ્યું છે કેઃ—

**वैश्वदेव विहीना ये आतिथ्येन बहिष्कृताः।**
**सर्वे ते नरकं यान्ति काकयोनिं व्रजन्ति च॥**

પારાશર સ્મૃતિ ૧–૫૭

જે ગૃહસ્થ હોઇ વૈશ્વદેવયજ્ઞ નથી કરતો, તથા અતિથિનો સત્કાર નથી કરતો તે નર્કમાં પડે છે અને કાગડાની યોનિને પ્રાપ્ત થાય છે. તથા આગલો શ્લોક એજ સ્મૃતિમાં જણાવે છે કેઃ—

**पापो वा यदि चाण्डालो विप्रघ्नपितृघातकः।**
**वैश्वदेवेतु सम्प्राप्तः सोऽतिथिः स्वर्गसंक्रमः॥** ૧–૫૮

વૈશ્વદેવના સમયે આવનાર ચાહે પાપી હોય, ચાહે ચાંડાલ હોય, ચાહે બ્રાહ્મણનો હત્યારો કે પિતાનો ઘાતક હોય, પણ એ અતિથિ છે અને તેનો સત્કાર કરવાથી સ્વર્ગપ્રાપ્તિ થાય છે!

પર પડી સાષ્ટાંગ નમસ્કાર કરવા! આ વચન સાક્ષાત્ કૃષ્ણ મહારાજ પોતાના ભક્ત ઉદ્ધવજીને કહે છે!! આ તેમના ધર્મ ગ્રંથના મહા વચન મુજબ તો શાસ્ત્રીજી કાં તો કબુલ કરે તે **ભક્ત નથી** અથવા ભગવદ્ભક્ત હોય તો તેમણે કેવળ ચાંડાલને જ નહિ, પણ કુતરા, બળદ, ઘોડા અને ગધેડાને સુદ્ધાં ભગવાનનું સ્વરૂપ સમજી તેને જોતાં જ પૃથ્વી પર (ઘરમાં કે બજારમાં; કોઈ ગાદીધારી શંકરાચાર્યની પાછળ ફરતાં કે મંદિરમાં પગે પડતાં; રાત્રે કે દિવસે; શિયાળે ઉન્હાળે કે ચોમાસે; કોઇ પણ સ્થળે–કોઇ પણ ઘડીએ) લાંબા થઇ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા લાગી જ જવું જોઇએ!! ઢોર અને ગધેડા કરતાં તો ચાંડાલો મનુષ્ય છે,-અરે એટલું જ નહિ તે તો ઇશ્વરનું સ્વરૂપ જ છે,-એટલે તેમને દેવમંદિરમાં જતા અટકાવવા એટલે પરમેશ્વરના સ્વરૂપને પરમેશ્વરના ઘરમાં જતાં અટકાવવા જેવું છે! જે ભાવથી દેવમૂર્તિ પૂજ્ય છે, તે જ ભાવથી એક ચાંડાલ પણ શાસ્ત્રીજી માટે આ પ્રમાણથી પૂજ્ય હોવો જ જોઇએ, અને આ 'ચાંડાલ–દેવ'નું જે મંદિર સ્થાન એ ખરૂં દેવ–મંદિર તેમણે માનવું જોઇએ! શાસ્ત્રીજી શું વિચાર છે? શ્રીમદ્ભાગવતમાં નીચલો પણ મંત્ર છે, જે શાસ્ત્રીજીએ જાણવો જોઇએ:—

**वेदाध्याय स्वधा स्वाहा बल्यन्नाद्य यथोदयम् ।**
**देवर्षि पितृभूतानि मद्रूपाण्यन्वहं यजेत् ॥ ११–१७–५०**

અર્થાત્ ગૃહસ્થે (શાસ્ત્રીજી ગૃહસ્થ તો છે જ!) વેદાધ્યયન (ઋષિયજ્ઞ) સ્વધા (પિતૃયજ્ઞ), સ્વાહા (દેવયજ્ઞ) બલિવૈશ્વદેવ (ભૂતયજ્ઞ) અને અન્નદાન (અતિથિયજ્ઞ) આદિ દ્વારા ('ભગવાન' કહે છે કે) મારાં જ રૂપો દેવ, ઋષિ, પિતર મનુષ્ય અને અન્ય પ્રમસ્ત

પ્રાણીઓનું યથા વિધિ પૂજન (यजन) કરતો રહે. ચાંડાલ અથવા અંત્યજ, અસ્પૃશ્ય એ મનુષ્ય તો છે, તેમ હોવાની ના કોઇના પીરથી પણ પાડી શકાય તેમ નથી, અને અન્નદાન (અતિથિયજ્ઞ)થી મનુષ્ય એ 'ભગવાન'નું રૂપ ઉપલા શ્લોકથી સિદ્ધ હોવાથી ચાંડાલ એ મનુષ્ય હોવાથી, શાસ્ત્રીજીને ભગવત્સ્વરૂપત્વે કરી તે યજનીય અને પૂજ્ય છે! ક્યાં તો શાસ્ત્રીજીએ ભાગવતને આર્યસમાજીષ્ટો પેઠે કોરે મૂકી દેવું, કાં તો ચાંડાલો પ્રત્યેનું અસદ્વર્તન મૂકી દેવું!! ભાગવતને માની ચાંડાલાદિની ઘૃણા કે અસમાન વર્તન કોઇથી થઈ શકે નહિ એ સ્પષ્ટ વાત છે. **'अतिथिदेवोभव'** એ શ્રુતિ વાક્ય તો શાસ્ત્રીજીએ સાંભળ્યું વા જાણ્યું હશે, કેમકે પોતે અનેકોના અ-તિથિ બન્યા હશે! એ અતિથિ સત્કાર વિષે શાસ્ત્રીજીને માન્ય સ્મૃતિમાં જણાવ્યું છે કેઃ—

**वैश्वदेव विहीना ये आतिथ्येन वहिष्कृताः ।**
**सर्वे ते नरकं यान्ति काकयोनिं व्रजन्ति च ॥**

પારાશર સ્મૃતિ ૧-૫૭

જે ગૃહસ્થ હોઇ વૈશ્વદેવયજ્ઞ નથી કરતો, તથા અતિથિનો સત્કાર નથી કરતો તે નર્કમાં પડે છે અને કાગડાની યોનિને પ્રાપ્ત થાય છે. તથા આગલો શ્લોક એજ સ્મૃતિમાં જણાવે છે કેઃ—

**पापो वा यदि चाण्डालो विप्रघ्नपितृघातकः ।**
**वैश्वदेवेतु सम्प्राप्तः सोऽतिथिः स्वर्गसक्रमः ॥ १-५८**

વૈશ્વદેવના સમયે આવનાર ચાહે પાપી હોય, ચાહે ચાંડાલ હોય, ચાહે બ્રાહ્મણનો હત્યારો કે પિતાનો ઘાતક હોય, પણ એ અતિથિ છે અને તેનો સત્કાર કરવાથી સ્વર્ગપ્રાપ્તિ થાય છે!

શાસ્ત્રીજી જ્ઞાતિના જમણવારમાં તો મગનના મુગટા પહેરી મિષ્ટાન્ન ઉડાવવા ગયા હશે, અથવા અનેક યજમાનોને ત્યાં ભોજનાર્થે પધારી તેમને 'પાવન' કર્યા હશે, અથવા પોતાને ઘેર કદાચ ન્યાતવરો પણ કર્યો હશે, ત્યારે એ ભાગવતના ૧૧–૧૭–૫૦ શ્લોક મુજબ અન્નદાનાદિથી મનુષ્યોનો અતિથિયજ્ઞ ચાલતો હશે જ, ત્યારે અનેક વેળા બાપડા ઢેડા, ભંગીઆ અને અસ્પૃશ્યો 'એ માબાપ, આ ઢેડાને કંઇક તો આલો ! આ આખી નાત જમી ગઇ, અને અમને એંઠ પણ નહિ !' આદિ આર્તરવો કરતા હશે, ત્યારે શાસ્ત્રીજીનું શાસ્ત્રીપણું પારાશર સ્મૃતિના ઉપલા શ્લોકને નામે તકાજો કરે છે કે શાસ્ત્રીજીએ એ અસ્પૃશ્યોને પ્રથમ ખરા અતિથિ માનિ તેનો સ્વોદર પૂર્તિ પૂર્વે, સત્કાર કરવો–કરાવવો જોઇએ. અન્યથા 'પોથીમાંનાં રીંગણાં'નો જ વ્યવહાર શાસ્ત્રીજીનો સમજવો જરાય અઘટિત નહિ થાય, અને એવો વ્યવહાર તેમણે તેમની જીંદગીમાં હજી કેટલીવાર કર્યો કરાવ્યો છે તે તો પ્રભુ જાણે, અને આ પંડિત જાણે ! શાસ્ત્રીજી અસ્પૃશ્યો વિષે આપના 'ધર્મગ્રંથો'નાં આ પ્રમાણો યાદ રાખી, સમજી મંદી દેવમંદિર'નું સ્થાપન વેદાનુકૂલ સિદ્ધ કરવા જશો તો મારે વાંધો નથી, અન્યથા તે માટે મારા વિચાર ઉપર તો જણાવ્યા છે જ. અસ્પૃશ્યો માટે જો કે હું પોતે દેવમંદિર–પ્રવેશમાં માનતો નથી, કેમકે તેમાં જડ પત્થરની કોઇ કાળી કે કોઇ ગોરી, કોઇ નગ્ન કે કોઇ શૃંગારિક મૂર્તિ વિના બીજું કશું નથી હોતું, અને મંદિરોમાં પ્રવેશ કરવાનો હક્ક મેળવીને પણ તેમને ભગવાન મળી જવાના નથી, પણ 'આભડછેટ'નો હાઉ દૂર થાય અને ચોક્કસ અંશે અસ્પૃશ્યતા નિવારણ થાય એ દૃષ્ટિથી અસ્પૃશ્યો મંદિરમાં જઇ ઉચ્ચ વર્ણના ગણાતા હિંદુઓ સાથે છૂટથી મળતા થાય

એટલું હું આવશ્યક માનું છું, જેથી તેમના Vested Interest રદ થાય. પણ એ તો શાસ્ત્રીજીએ દેવ-મંદિરની વાત છેડી, એટલે મારેયે તે રસ્તે થોડે સુધી શાસ્ત્રીજીને મળવા જવું પડ્યું. એટલે અત્રિના વચન મુજબ દેવતાયતન-મૂર્તિના મંદિર માટે વપરાયું છે એ નક્કી સિદ્ધ કરી શકાય તેમ ન હોવાથી તથા **उद्बुध्यस्वाग्ने**વાળા વેદમંત્રથી મૂર્તિની સિદ્ધિ થઇ શકે તેમ ન હોવાથી આ પ્રમાણ પણ શાસ્ત્રીજીએ નકામું જ આપ્યું છે, કેમકે તે મંત્રમાં **अग्ने!** શબ્દથી ભૌતિક અગ્નિ (Fire)નું ગ્રહણ ન હોતાં જ્ઞાનસ્વરૂપ પરમાત્માનું જ ગ્રહણ છે. અગાઉ જણાવી ગયા મુજબ જેમ ઈંદ્ર, સવિતા વગેરે શબ્દો જોઇ શાસ્ત્રીજી દેવ વિશેષનું ગ્રહણ (અનર્થક) કરી ગયા, તેમ અહીં પણ 'અગ્નિ' શબ્દ જોઇ ભૌતિક અગ્નિ યા દેવવિશેષનું ગ્રહણ કરી દીધું, જે સર્વથા અયોગ્ય છે. ખરી રીતે આગળ પ્રમાણોથી સિદ્ધ કર્યા મુજબ **इन्द्र, सविता, अग्नि** આદિ સ્વતંત્ર દેવવિશેષો નથી. પણ એ તમામ નામો એક જ ઈશ્વરના ગુણવાચક છે, અને વેદાર્થ કરવામાં તે રીત જ યોગ્ય છે.

**પ્રમાણ ૧૭:**

હવે શાસ્ત્રીજી શતપથમાંથી મૂર્તિ બતાવવા વિષે લખતાં પ્રમાણ આપે છે કે:—

(१) अथ मृतपिण्डमपादाय महावीरं करोति। १४-१-२-१७

(२) अथैनान्धूपयति। १४-१-२-२०

(३) मुख मेवास्मिन्ने तद्दधाति। १४-३-२-१७

(४) नासिके एवास्मिन्ने तद्दधाति। १७

(५) अक्षिणी एवास्मिन्ने तद्दधाति। ब्रा. १७

આ ઉપરથી આ વિદ્વાન શાસ્ત્રી ફરમાવે છે કે "આ મંત્રોમાં માટીથી મહાવીરની મૂર્તિ બનાવવી તથા તેમાં મુખ, નાક, આંખ આદિનું સ્થાપન કરવાનું લખ્યું છે.

વાંચકોને શાસ્ત્રીજીએ ટાંકેલા આ પ્રમાણોનું સ્થળ ખાસ ધ્યાનમાં રાખવા પ્રથમથી સૂચવી દઉં. **महावीरं करोति** વાળું પ્રથમ પ્રમાણ શતપથના ૧૫–૧–૨–૧૭નું છે અને બીજું ૧૪–૧–૨–૨૦નું છે. ત્રીજું ૧૪–૩–૨–૧૭ છે. ચોથું અને પાંચમું ત્યાર પછીના છે. પ્રથમ પ્રમાણની સાથે છેલ્લા ચાર પ્રમાણોને દૂરદૂરથી ઘસડી લાવી શાસ્ત્રીજી એક ચોકઠું તો બનાવી દે છે તેમાં શંકા નથી. પણ તેથી પ્રકરણ વિરૂદ્ધતા Difference of subjects–આવી જાય છે તેનું શાસ્ત્રીજીને ચિંતન નથી! તેમને **येनकेन प्रकारेण** મૂર્તિપૂજન સિદ્ધ કરવું છે. એ મનોવૃત્તિ જોતાં કહેવત યાદ આવે છે કે—

**'कहिंकी ईंट कहिंका रोड़ा, भानमतिने कुनबा जोड़ा!'** પણ સ્વાધ્યાયશીલ સજ્જનોથી શાસ્ત્રીજીની આ પ્રતારણાપરક ચાલાકી પકડાઇ ગયા વિના રહેતી નથી; કેમ તે આપણે હવે પછી જોઇશું.

(૧) **अथ मृतपिण्डमपादाय महावीरं करोति ।** આ પ્રમાણમાં 'મહાવીર' શબ્દની શાસ્ત્રીય ચર્ચા કરવી યોગ્ય થશે, જેથી વાચકો સમજી શકે કે શાસ્ત્રીજી આ પ્રમાણમાં 'મહાવીર' શબ્દથી મૂર્તિનું ગ્રહણ કરે છે, તે છેક જ ખોટું તથા ખુદ સત્યથી જ ઉલટું છે! ખરી રીતે જોતાં **બ્રાહ્મણગ્રંથો એ કર્મકાંડપરક છે. તેને મૂર્તિપૂજા સાથે કશું સ્નાન-સૂતક નથી.** અને શતપથ બ્રાહ્મણ પણ એ મુજબ કર્મકાંડ–

યજ્ઞપરક છે, જે કોઇ પણ ચુસ્તમાં ચુસ્ત (પણ સત્યવાદી) સનાતની વિદ્વાન સરળતાથી સ્વીકારશે. હવે શાસ્ત્રીજી આ કર્મકાંડપરક ગ્રંથમાંથી મૂર્તિપૂજા સિદ્ધ કરવા માગે એટલે કાંતો શાસ્ત્રીજીને શતપથ બ્રાહ્મણગ્રંથની ગંધ નથી કે તેનો પ્રતિપાદ્ય વિષય શું છે, અથવા જાણીબુજીને આ વિષે શઠતા કરે છે! **યજ્ઞક્રિયામાં એક જાતનું પાત્ર વિશેષ હોય છે તેને 'મહાવીર' કહે છે.** અને તે પાત્ર–મહાવીર–નો અહીં ઉલ્લેખ છે. કોઇ 'મહાવીર' દેહધારી દેવતા વિશેષ કે ગૌતમ–મહાવીર યા અન્ય મહા–વીર વિષે જરાય સંબંધ નથી અને એ 'મહાવીર' નામનું યજ્ઞ–પાત્ર માટીમાંથી બનાવવાનું લખ્યું છે કે **मृत्पिंडमपादाय महावीरं करोति।** હવે એ "મહાવીર" યજ્ઞ–પાત્રનો પણ ખુલાસો શતપથ બ્રાહ્મણ ૧૪–૨–૫૩માં સ્પષ્ટ કર્યો છે કે **मृदश्चापां च महावीराः कृता भवन्ति।** અર્થાત્ માટી અને પાણીના 'મહાવીરો' બને છે! જો 'મહાવીર' એ દેવ–વિશેષ હોત તો અંત્રે **महावीराः** એ બહુવચનાંતપદ આવતે નહિ, પણ બહુવચનાંતપદથી સ્પષ્ટ છે કે 'મહાવીર' એ દેવ યા મૂર્તિ નથી, પણ યજ્ઞના પાત્રો છે અને તેવા ઘણા પાત્રો વિવિધ યજ્ઞોમાં ઉપયોગમાં આવે માટે અનેક પાત્રો કરવાનું લખ્યું છે એટલે **महावीराः** એ બહુવચનાંતપદ સાર્થક છે. હવે એ 'મહાવીર' યજ્ઞ–પાત્રને માટીમાંથી શા માટે બનાવવું એના વિષે પણ શતપથ ૧૪–૨–૫૪માં સ્પષ્ટ જણાવ્યું છે કે :—

**स वानस्पत्यः स्यात्। प्रदह्येत। यद् हिरण्मयः स्यात् प्रलीयेत। यद् लोहमयः स्यात्प्रसिच्येत, यद् अयस्मयः**

**स्यात् प्रदद्देत्। परी म्रासावर्यंव एव एतस्मा अतिष्ठित तस्मात् एतं मृण्मये नैव जुहोति॥**

અર્થાત્ અગર એ મહાવીર પાત્ર જો વનસ્પતિ–લાકડા–માંથી બનાવે તો તે બળી જાય, જો સોનામાં બનાવે તો વળી જાય, જો લોખંડમાંથી બનાવે તો પીગળી જાય, અયસ્મય હોય તો દઝાડે. માટે **मृण्मयेनैव** માટીના જ 'મહાવીર'થી હોમે છે. આ ખુદ શતપથની સાક્ષી જ સિદ્ધ કરે છે કે શાસ્ત્રીજી શતપથમાંથી આ મંત્ર વડે 'મહાવીર' મૂર્તિ કાઢવા માગે છે, તે ખુદ શતપથ-થી જ વિરૂદ્ધ હોઇ, શાસ્ત્રીજીને સ્વયં 'મહાવીર' શબ્દની જ ખબર નથી–અને છતાં 'મહાવીર'થી મૂર્તિ સિદ્ધ કરે છે. એ ધૃષ્ટતા, એ વિદ્વતા, એ વેદજ્ઞતા, એ બ્રાહ્મણગ્રંથાભિજ્ઞતાનું શું કહેવું? અને છતાં શાસ્ત્રીજી 'સાંજવર્તમાન'ના ૮–૪–૩૪ દૈનિક-ના અંકમાં નરી.ધૃષ્ટતાથી લખે છે કે આર્યસમાજમાં કોઇ વેદોને જાણનાર નથી! અને આ વેદોને જાણનાર શાસ્ત્રીજીનું સુખાવલોકન વાચકોએ જરા કરવા જેવું છે!! કાયરોટ કુંડાતે હસે છે તે આનું નામ!!!

* * *

હવે **પ્રમાણ ત્રીજા अथैनान्धूपयति** વિષે: આ પ્રમાણને ઉપલા પ્રમાણ નં. (૧) સાથે કંઇ સંબંધ નથી, એટલે કોઈ મૂર્તિને ધૂપ આપવાનું આમાંથી નીકળતું નથી. આ વિષે વાચકો કરતાં મારે કેવળ શાસ્ત્રીજીને જ (નેપથ્યમાં) કહેવાનું છે કે શાસ્ત્રીજી! अथैनान्धूपयति પછીનો પાઠ આગળ વાંચના જાવ યથા—

**अश्वस्यत्वा वृष्णः शन्का धूपयामीति–वृषा वांऽअश्वो वीर्यं वै वृषा वीर्येणैवैनमेतत्समर्पयतिकृत्स्नं करोति** આદિ.

આનો અર્થ શાસ્ત્રીજી મનમાં જ સમજજો કે આમાં કોને ધૂપ આપવાનું છે? અને પછી તેમ છતાં ય આપનો આગ્રહ હોય તો મારે વાંધો નથી!! બેલાશક આપની ઇચ્છાથી આમાં કહેલ "મહાવીરને' ધૂપ આપ્યા કરજો!!!

## પ્રમાણ ત્રીજું–ચોથું–પાંચમું :

**मुखमेवास्मिन्नेतद्दधाति** ૧૪–૩–૨–૧૭ના તથા ચોથા–પાંચમા પ્રમાણનો સ્ફોટ તો આગળ પાછળની સંગતિ જોવાથી માલુમ પડી જશે. યથા—**त्रयोदशैता आहुतयो भवन्ति। त्रयोदश वै मासाः संवत्सरस्य, संवत्सरः प्रजापतिः। प्रजापतिर्यज्ञ स्तत्पजापति मे वैतद्यज्ञं भिषज्यति॥** ૧૪–૩–૨–૧૬.

હવે ૧૮મી કંડિકા જુઓ—

"**सप्तैता आहुतयो भवन्ति। सप्तवा इमे शीर्षन्प्राणा-स्ता नेवास्मिन्नै तद्दधाति पूर्णाहुति मुत्तमां जुहोति सर्वं वै पूर्णम्** ઇત્યાદિ. આ ૧૬ તથા ૧૮ કંડિકાઓની વચ્ચે આપે રજુ કરેલી ૧૭મી કંડિકા નીચે મુજબ છે. શાસ્ત્રીએ તો કેવળ ટુકડા જ ભેગા કરી અનભિજ્ઞોને ભમાવવાનું કર્યું છે:—

"**वाचे स्वाहेति। मुखमेवास्मिन्ने तद्दधाति। प्राणाय स्वाहेति नासिके एवा स्मिन्नेतद्दधाति। चक्षुषे स्वाहा, चक्षुषे स्वाहेत्यक्षिणीऽप्वास्मिन्नेतद्दधाति। श्रोत्राय स्वाहेति कर्णावेवा स्मिन्नेतद्दधाति॥** આદિ.

હવે વાચકોએ વિચાર કરવો જોઇએ કે **मृतपिण्डमपादाय महावीरं करोति** એ તો શતપથ બ્રાહ્મણ ૧૪–૧માં પ્રમાણ છે, અને આ **मुखमेवास्मिन्, नासिके एवास्मिन्** વગેરે પ્રમાણો શતપથ બ્રાહ્મણ ૧૪–૩માં પડ્યા છે; એટલે ક્યાંથી ક્યાંનો મેળ મેળવી દીધો! પણ મેળ મેળવવામાં પ્રકરણ ભેદ આકાશ–પાતાળનો વચ્ચે આવ્યો તે જાણી જોઇને શાસ્ત્રીજીએ જણાવ્યો નથી. ખેર, એ સેવા તેમના વતી હું કરૂં છું. ઉપર ઉદ્ધૃત કરેલ પ્રમાણ ૧૭ **वाचे स्वाहा** ઈત્યાદિમાં સ્પષ્ટ શબ્દોમાં યજ્ઞનું રૂપક કલ્પ્યું છે.

**वाचे स्वाहा, प्राणाय स्वाहा, चक्षुषे स्वाहा, श्रोत्राय स्वाहा** એમાં વાક્, પ્રાણ, ચક્ષુ અને શ્રોત્રને યજ્ઞના અનુક્રમે મુખ, નાસિકા, ચક્ષુ અને કર્ણ કલ્પી, તેને ઉદ્દેશીને આહુતિઓ આપી છે, જે ઉપર ૧૯ તથા ૧૮ કંડિકાઓ મેં રજુ કરી જણાવ્યું છે જે **त्रयोदशैता आहुतयो भवन्ति, सप्तैता आहुतयो भवन्ति** એ સિદ્ધ છે. આ ૧૬થી ૧૮મી કંડિકામાં 'મહાવીર'નું મુખ બનાવવું, આંખ બનાવવી, કાન બનાવવા એ વાત ક્યાંથી કૂદી પડી? અર્થાત્ શાસ્ત્રીજીએ જે જણાવ્યું છે તે પ્રકરણ વિરૂદ્ધ અને શતપથના નામે લોકોને ઉંધે રસ્તે ભમાવવા સિવાય બીજું કંઇ નથી. કેમકે શાસ્ત્રીજીએ જણાવ્યા મુજબ કંડિકા સત્તરથી 'મહાવીર'ના અંગો નાસિકા, મુખ આદિ બનાવવાની ગંધ પણ નથી. શાસ્ત્રી મહારાજ! શાસ્ત્રના નામે જો આપ આવા જ ગપોડા હાંક્યે રાખશો તો પછી આપનું 'શાસ્ત્રી' ઉપનામ જરૂર નિરર્થક થશે!! માટે બીજાને ખાતર નહિ તો આપની 'શાસ્ત્રી' ઉપાધિ (યા અટક?)ને ખાતર તો શાસ્ત્રના સાચા અર્થો જાણવા–જણાવવા કોશિષ કરો!!!

**પ્રમાણ ૧૮:**

ઋગ્વેદનો **कतमस्यामृतानां मनामहे चारुदेवस्यनाम** તથા **यस्य नाम महद्यशः** યજુ.ના મંત્રાદી શાસ્ત્રીજી રજુ કરી કહે છે કે વેદાદિ શાસ્ત્રોમાં ઇશ્વરના નામનો મહિમા ઘણો વર્ણવ્યો છે તે મારે સંપૂર્ણ માન્ય છે, અને એ માટે મારે કંઇ જ લખવાનું નથી. કેમકે શાસ્ત્રીજીએ એમાંથી મૂર્તિપૂજન જેવું કંઇ કાઢવા યોગ્ય ધાર્યું નથી. છાંદોગ્ય ઉપનિષદનું **नाम उपास्व** એ પ્રમાણ રજુ કરી કહે છે કે "નામરૂપી બ્રહ્મની જે ઉપાસના કરે છે તે સર્વત્ર ઇચ્છાનુસાર ભ્રમણ કરી શકે છે જેમકે દેવર્ષિ નારદ ફરે છે!" આમાં **नाम उपास्व**નો અર્થ વધુ સ્પષ્ટ કરે છે કે "**स यो नाम ब्रह्मेत्युपासते अस्य कामचारो भवति**" તે જે 'બ્રહ્મ' એ નામની ઉપાસના કરે છે તે 'કામચાર' થાય છે. પણ દેવર્ષિ નારદનું લાકડું અહીં અમસ્તુ જ ગોઠવી દીધું છે! નારદ હજી પણ ફરે છે, તો આપે કદી તેમને જોયા છે કે નહિ? અમે તો તેમને અ-મર નથી માનતા એટલે અમારે જોવા જેવું નથી. પણ આપ તો તેમને તેવા માનો છો, તો આપ હજી સુધી (આટઆટલી ગજબનાક વિદ્વતા સંપાદન કરી છતાં!) એટલુંયે પુણ્ય એકઠું કરી શકયા નથી કે નારદજી આપને એકાદ વાર પણ મળી જાય? અથવા આપ ઇશ્વરના નામનો મહિમા જાણવા છતાંય તે બ્રહ્મની ઉપાસના નહિ કરતા હો, જેથી આપ '**कामचार**' બની શકો! પછી **परोपदेशे पाण्डित्यं** શા કામનું? અથવા આપ પત્થરની મૂર્તિની તો ઉપાસના કરતા હશો, પણ એ ખરૂં બ્રહ્મ ન હોવાથી આપને તેનું કશું ફળ કયાંથી મળે? એ સમજી શકાય તેવી વાત છે. આપ પુનઃ નિરાંતે

વિચારજો. બ્રહ્મને નામે આપ ગમે તેવા ( રામ–કૃષ્ણાદિ ) નામો જપવાનું જણાવો છો, એવો ધ્વનિ આપના 'નામ મહિમા'માંથી નીકળે છે, પણ તેમ હોય તો તે આપે ગીતાના આપેલા પ્રમાણ **ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन्**થી વિરૂદ્ધ છે; કેમકે ગીતાના આ પ્રમાણમાં તો સ્પષ્ટ રીતે **ओ३म्** નામનું 'ઉચ્ચારણ' બતાવ્યું છે, અન્ય દેવી–દેવતાંના નામોનું નહિ. અતઃ આ પ્રમાણ રજુ કરવા આપે નિરર્થક તકલીફ લીધી. ઈશ્વર નામના મહિમા વિષે મારે કશો બીજો વાંધો નથી, પણ એ ઈશ્વરનું નામ **ओ३म्** ( જે સર્વથી મુખ્ય નામ છે અને જેનું ભરપૂર વિવેચન વિશેષે છાન્દોગ્ય ઉપનિષદમાં યત્ર તત્ર કર્યું છે. ) હોવું જોઈએ. તેનો મહિમા ઉચ્ચારણ અને સ્મરણ મારે માન્ય છે–સ્વીકાર્ય છે. અતઃ **अतिविस्तरेणालमत्र.**

* * *

**પ્રમાણ ૧૯ઃ**

હવે શાસ્ત્રીજી બૃહદારણ્યક ઉપનિષદ્ ઉપર કૃપા–કટાક્ષ ફેંકતા જણાવે છે:—

**द्वे वाव ब्रह्मणो रूपे मूर्त चैवामूर्त च। मर्त्यंचामृतं च स्थितंचयच्च ॥**

અધ્યાય ૪. ત્રીજું બ્રાહ્મણ શાસ્ત્રીજી જણાવે છે, પણ તે તેમની ભૂલ છે. અધ્યાય બીજાના ત્રીજા બ્રાહ્મણમાં આ પ્રમાણ છે. શાસ્ત્રીજી ઈચ્છે તો ત્યાં જોઈ શકે છે. આનો અર્થ કરતાં જણાવે છે કે "બ્રહ્મનાં બે રૂપ છે. એક મૂર્તિમાન્ અને બીજું અમૂર્ત, એક મર્ત્ય અને બીજું અમૃત, એક સ્થિર બીજું સચલ છે. આ મંત્રથી ઈશ્વરનું સાકાર નિરાકાર રૂપ સિદ્ધ છે!" શાસ્ત્રીજી

સંસ્કૃતજ્ઞ છે એમ માનું છું પણ તેઓ વિરોધાભાસને ભૂલી ગયા લાગે છે. પણ હું તેમને અહીં તેની યાદ અપાવું છું કે "ઇશ્વરનું સાકાર-નિરાકાર રૂપ સિદ્ધ છે" એ વિરોધાભાસનું સરસ ઉદાહરણ છે. જે સાકાર હોય તે નિરાકાર નહિ અને જે નિરાકાર હોય તે સાકાર બની શકે નહિ! પ્રકાશ અને અંધકાર, અમૃત અને વિષ, સત્ય અને અસત્ય, વિદ્વતા અને મૂર્ખતા, શૈત્ય અને ઔષ્ણ્ય આદિ દ્વન્દ્વો જેટલો સાકાર-નિરાકારનો ભેદ છે-ઉત્તર અને દક્ષિણ ધ્રુવના છેટા કરતાંયે વધુ અંતર છે! કેમકે **आकारेण सहितः साकारः तथा न विद्यते आकारो यस्य स निराकारः—** આકારવાળો તે સાકાર અને આકાર વિનાનો તે નિરાકાર, એ આકારવાળાને આકાર વગરનો અથવા આકાર વગરનાને આકાર વાળો બનાવી દેવામાં વિરોધાભાસ વિના બીજું કંઇ નથી. એ અશક્ય વાતજ છે. જો આકારવાળો કલ્પશો તો તેનું નિરાકારપણું જતું રહેશે, અને નિરાકાર માનો તો કદિ સાકાર બની નહિ શકે. નિરાકાર વિદ્યમાન રહી સાકાર કદિ પણ બની શકે નહિ એ છેક સ્પષ્ટ વાત છે. એટલે કાં તો આપે ઇશ્વરને સાકાર જ માનવો અથવા કેવળ નિરાકાર. જો સાકાર માનો તો તે નિરાકાર છે એના અનેક પ્રમાણો આ લેખમાળામાં અગાઉ આપી ગયો છું, તથા અનેક બીજાં સત્યશાસ્ત્રોમાંથી આપી શકું તેમ છું. અતઃ ઇશ્વરના નિરાકારપણા વિષે આપથી શંકા ઉઠાવી શકાય તેમ નથી. વળી આપના આ પ્રમાણમાં પણ સાકાર-નિરાકાર કહી ઇશ્વરનું નિરાકાર રૂપ પણ માનવા સ્પષ્ટ બંધાઇ ચૂક્યા છો, અને એ શબ્દોની વ્યુત્પત્તિ જોતાં નિરાકાર સાકાર થઇ શકે નહિ એ સ્વતઃ સિદ્ધ બીના છે, જે સંસ્કૃત ન જાણે તે પણ સહેલાઇથી સમજી શકે. કેમકે એકકાલાવચ્છેદેન એકજ ઇશ્વર નિરાકાર

તથા સાકાર બની શકે નહિ, કેમકે તે પરસ્પર વિરૂદ્ધ ધર્મો છે; અને સમયાવચ્છેદેન જો તે સાકાર થાય તો તેનું નિરાકારપણું કયાં ચાલી ગયું? એ શાસ્ત્રીજીએ જણાવવું રહ્યું! બીજું સાકાર થયા પછી તે નિરાકાર પાછો કેમ થઈ શકશે? જો સાકાર, નિરાકાર થઇ શકે તો શાસ્ત્રીજી કૃપા કરી આપ પણ સાકાર છો, તો જરા આપ પણ નિરાકાર થઈ બતાવો એટલે આપના વચનની પ્રતીતિ થાય! તર્ક વિરૂદ્ધ–અક્કલ વગરની વાતો હવે આ જમાનામાં ચાલી શકે તેમ નથી એ શાસ્ત્રીજી જેટલું વહેલું. સમજે તેટલું ઠીક છે. હવે શાસ્ત્રીજીએ જે આ ઉપનિષદ્ વચન ઉદ્ધૃત કર્યું છે તે કેવળ સમજ્યા વગર કરી દીધું છે એમ લાગે છે. તર્કની દૃષ્ટિએ તેની વિવેચના ઉપર કરી છે. હવે શાસ્ત્રીજીને જરા શાસ્ત્રીય ચર્ચાનો શોખ હોય તો તે હું નીચે પૂરો કરીશ. બ્રહ્મનું રૂપ મૂર્તિ, એટલે પત્થરની મૂર્તિ જ એ અર્થયુક્ત નથી. કેન ઉપનિષદ્માં 'ब्रह्मणो रूपम्' આવ્યું છે: યથા: "यदि मन्यसेसुवेदेति दभ्रमेवापि नूनं त्वं वेत्थ ब्रह्मणो रूपम्" ૨–૧ અહીં બ્રહ્મનું રૂપ એથી કંઈ પાર્થિવ રૂપ–ચક્ષુપ્રત્યક્ષ સમજવાનું નથી. પણ અહીં તો येन धर्मेण यन्निरूप्यते तदेव तस्य रूपम्–જે ધર્મથી જેનું નિરૂપણ કરવામાં આવે તે તેનું રૂપ સમજવું. તદ્દત્ શાસ્ત્રીજીએ આપેલા બૃહદારણ્યકના પ્રમાણમાં द्वे वाव ब्रह्मणो रूपेथी પણ એ જ તાત્પર્ય સમજવાનું છે. બ્રહ્મનાં બે રૂપો–સાકાર નિરાકાર–નહિ! એ વિષે વિશેષ વિવેચન હવે પછી હું કરીશ. હાલ તરત તો વાચકોએ એટલું જ ધ્યાન રાખવાનું છે કે જેમ કેન ઉપનિષદ્ના ઉપલા વચનમાં रूपનો અર્થ પાર્થિવ રૂપ સમજવાનો નથી, તેમ બૃહદારણ્યકના ઉદ્ધૃત

કરેલા શાસ્ત્રીજીના પ્રમાણમાં પણ રુપ શબ્દથી પાર્થિવ રૂપોનું ગ્રહણ કરવાનું નથી. અસ્તુ. પૃથ્વ્યાદિ પંચ મહાભૂતો અને પૃથ્વીના કાર્યોને શ્રીમદ્‌ભાગવતકારે પણ ઇશ્વરનાં શરીરો માન્યાં છે. જુઓ તે માટે નીચલું પ્રમાણ—

खं वायुमग्निं सलिलं महीं च
ज्योतींषि सत्त्वानि दिशो द्रुमादीन्।
सरित्समुद्रांश्च हरेः शरीरं
यत्किञ्चभूतं प्रणमेदनन्यः ॥

ભાગવત: ૧૧–૨–૪૧.

અર્થાત્ આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, નક્ષત્રો, પ્રાણીઓ, દિશાઓ, વૃક્ષાદિ, નદીઓ અને સમુદ્ર વગેરે ઇશ્વરનું જ શરીર છે, સમસ્ત ભૂત પરમાત્માની મૂર્તિ છે. અતઃ સર્વને અનન્ય ભાવથી પ્રણામ કરે.

જો શાસ્ત્રીજી द्वे वाव ब्रह्मणो रुपे કહી ઇશ્વરના મૂર્ત–અમૂર્ત રૂપોમાં પત્થર પૂજા કાઢવા ઇચ્છે તો હું તો આ તેમના મહામાન્ય ભાગવતનું પ્રમાણ આપી સિદ્ધ કરવા માગું છું કે ઇશ્વરનાં કેવળ એ જ રૂપો નથી, પણ ઉપરના શ્લોકમાં જણાવેલ તમામ પદાર્થો ઇશ્વરનું શરીર છે, માટે શાસ્ત્રીજીએ આકાશ તો સર્વદા સર્વવ્યાપક છે, એટલે તેને સર્વદા સર્વત્ર નમસ્કાર જ અહોરાત્ર કર્યા કરવા અને તેમાંથી છુટ્ટી મળે તો પછી વાયુ, અગ્નિ આદિને તથા ઇતર પદાર્થોને ઇશ્વરનું સ્વરૂપ–શરીર–મૂર્તિ સમજી નમસ્કાર જ કર્યા કરે! અને ચોવીસ કલાક જો તેમ નહિ કરે તો શાસ્ત્રીજી ઉપર ઇશ્વરના સ્વરૂપને નમસ્કાર ન કરવાનું મહાપાપ આવશે. જેમાંથી ઉગરવાનો ઉપાય તેઓ જ શોધી લે!

વળી બ્રહ્મની ૮ મૂર્તિઓ મહાકવિ કાળિદાસે પણ પોતાના અમર શાકુંતલ નાટકના મંગલાચરણમાં જણાવી છે. તે શ્લોક નીચે મુજબ છે. યથા—

**या सृष्टिः स्रष्टु राद्या वहति विधिहुतं या हविर्याच होत्री**
**ये द्वेकाले विधत्तः श्रुतिविपयगुणा या स्थिता व्याप्य विश्वम् ।**
**यामाहुः सर्वबीजप्रकृति रिति यया प्राणिनः प्राणवन्तः**
**प्रत्यक्षाभिः प्रपन्नस्तनुभिरवतु च स्ताभिरष्टाभिरीशः ॥**

અર્થાત્ જળ, અગ્નિ, હોત્રી, સૂર્ય, ચંદ્ર, આકાશ આદિ પરમાત્માની પ્રત્યક્ષ ૮ મૂર્તિઓ છે. અહીં **तनुभिः** શબ્દનો અર્થ **मूर्तिभिः** થાય છે અને તેમાં મેદિની કોષકાર પ્રમાણ છે કે તનુ એટલે મૂર્તિ. એટલે શાસ્ત્રીજીના, એક સામાન્ય વિદ્યાર્થી અર્થ કરે તેવા એ પ્રમાણના અર્થ મુજબ પણ બ્રહ્મનું મૂર્તિ સ્વરૂપ છે, પણ તે મૂર્તિ–પત્થરની મૂર્તિ નહિ, પણ પંચ મહાભૂતાદિ પ્રત્યક્ષ મૂર્તિઓ, જે ઉપરના શ્લોકમાં મહાકવિ કાળિદાસે જણાવી છે તે. એજ કવિ કુલગુરુએ કુમાર સંભવના નીચલા શ્લોકમાં એજ ૮ મૂર્તિઓનો ઉલ્લેખ કર્યો છે. યથા—

**विदितं वो यथा स्वार्थानमेकाश्चित्प्रवृत्तयः**
**नतुमूर्तिभिरष्टाभिरित्थं भूतोऽस्मिसूचितः ॥ ६।२६**

એટલે આમાંથી ઇશ્વરની મૂર્તિ ( શાસ્ત્રીજીને પાર્થિવપૂજા ઇષ્ટ છે તે ) કે ઇશ્વિર નિરાકાર હોઈ સાકાર થાય તે જરાય નીકળી શકતું નથી. શાસ્ત્રીજીના સંતોષ માટે આજ પ્રમાણ રજુ કરી સનાતનીઓના મહામાન્ય અને સમર્થ તાર્કિક શ્રી. આદ્ય શંકરાચાર્ય મહારાજ શું કહે છે તે પણ જોઇએ; જેથી વાચકોને આ પ્રમાણ

માટે વધુ ખાત્રી થાય. વેદાન્તદર્શન ( શાંકર ભાષ્ય ) અધ્યાય ૩; પાદ બીજો, સૂત્ર **૨૨મું** છે કે **प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः** એ સૂત્ર ઉપર શંકરાચાર્યજી જણાવે છે કે "**द्वे वाव ब्रह्मणो रुपे मूर्तं चैवा मूर्तं च ( बृ. २ । ३ । १ ॥ ) इत्युपक्रम्य पंचमहाभूतानि द्वैराश्येन प्रविभज्यामूर्तरसस्य च पुरुषशब्दोदितस्य महारजनादीनि रुपाणि दर्शयित्वा पुनः पठयते–'अथात आदेशो नेति नेति नह्येतस्मादिति नेत्यन्यत्परमस्ति' ( बृ. २ । ३ । ६ ॥ ) इति.**" અહિં પહેલા **'द्वैराश्येन'** એ પદ ઉપર ટિપ્પણીમાં સ્પષ્ટતા કરી કે **पृथ्व्यप्तेजोरूपं भूतत्रयं मूर्तं वाय्वाकाशरुपं चामूर्तमिति द्विराशित्वेन.** " અર્થાત્ સ્વામી શંકરાચાર્યજીના મતાનુસાર **द्वे वाव ब्रह्मणो रूपे** એ બૃહદારણ્યક વચનના બ્રહ્માના બે મૂર્ત–અમૂર્ત રૂપોથી પંચ મહાભૂતો ગ્રાહ્ય છે. તેમાંના પહેલા ત્રણ અર્થાત્ પૃથ્વી, જળ અને અગ્નિ એ મૂર્તરૂપ છે અને બીજા બે અર્થાત્ વાયુ અને આકાશ એ અમૂર્ત રૂપ છે. આ સૂત્રના ભાષ્ય ઉપર લાંબુ વિવેચન કરી શ્રી. શંકરાચાર્ય જણાવે છે કે કોઇએ એવી શંકા ન કરવી કે **द्वे वाव ब्रह्मणो रुपे** એ દ્વારા શાસ્ત્ર બ્રહ્મ રૂપનું નિરૂપણ કરી, પોતે જ તેનો કેમ પ્રતિષેધ કરે છે?–**कथं हि शास्त्रं स्वयमेव ब्रह्मणो रुपद्वयं दर्शयित्वा स्वयमेव पुनः प्रतिषेधति प्रक्षालनाद्धिपङ्कस्य दूरादस्पर्शनं वरम्' इति**–કાદવથી ખરડાયા કરતાં પ્રથમથી જ દૂર રહેવું ભલું ! તે ઉપર સ્વામી શંકરનો જવાબ છે કે "**यतो नेदं शास्त्रं प्रतिपाद्यत्वेन ब्रह्मणो रुपद्वयं निर्दिशति, लोक**

**प्रसिद्धं त्विदं रुपद्वयं ब्रह्मणि कल्पितं परामृशति प्रतिषेध्यत्वाय शुद्धब्रह्मस्वरुपप्रतिपादनाय चेतिनिरवद्यम् "** આદિ.

આ શાસ્ત્ર બ્રહ્મનું રૂપદ્વય પ્રતિપાદ્ય વિષયથી નિર્દેષ નથી કરતું; પરંતુ લોકવિદિત આ બે ( મૂર્ત–અમૂર્ત ) રૂપો બ્રહ્મમાં **કલ્પેલા** ( વાસ્તવિક નથી ) છે, તેનો પરામર્શ કરે છે, પ્રતિષેધ કરે છે અને શુદ્ધ બ્રહ્મના સ્વરૂપનું પ્રતિપાદન કરે છે આદિ. હવે એ બ્રહ્મનું શુદ્ધ સ્વરૂપ શું છે તે પણ શંકરાચાર્યજીએ આગળ જણાવ્યું છે. વેદાંત દર્શનના પ્રથમાધ્યાયના પ્રથમ પાદનું ચોથું સૂત્ર '**तत्तु समन्वयात्**' છે.

શંકરાચાર્યજી આ સૂત્ર ( **तत्तुसमन्वयात्** )ના પોતાના ભાષ્યમાં જણાવે છે કે "...**ब्रह्म वेद ब्रह्मैव भवति" (मुण्डक. ३ । २ । ९ ) इत्यादि विधानेषु सत्सु कोऽसावात्मा, किंतद्ब्रह्म इत्याकांक्षायां तत्स्वरुपसमर्पणेन सर्वे वेदान्ता उपयुक्ताः**–

'**नित्यः सर्वज्ञः सर्वगतो नित्य स्तृप्तः नित्यशुद्ध-बुद्ध-मुक्तस्वभावो विज्ञानमानन्दं ब्रह्म इत्येवमादयः "**

અર્થાત્ આત્મા (પરમાત્મા) કેવો છે-બ્રહ્મ કેવું છે ? એવી આકાંક્ષા થાય છે, જેમાં સર્વે શાસ્ત્રો જણાવે છે કે તે પરમાત્મા નિત્ય, સર્વજ્ઞ, સર્વવ્યાપક, નિત્યતૃપ્ત અને નિત્યશુદ્ધબુદ્ધમુક્ત સ્વભાવવાળો છે. બ્રહ્મ વિજ્ઞાન અને આનંદરૂપ છે." હવે શાસ્ત્રીજી કહે છે તેમ જો પરમાત્મા યા બ્રહ્મ નિરાકાર હોઇ સાકાર થાય તો તેના સ્વરૂપનો જ નાશ થાય છે, અને **સ્વરૂપનો** નાશ થયા પછી

બીજી નવી વસ્તુ જે ઉપજે છે તે પ્રથમની નથી રહેતી; એટલ
પરમાત્માના સ્વરુપનો નાશ થતાં મૂર્તિ ઇશ્વર નથી રહેતી એટલ
એ રીતે મૂર્તિ માનવી નિરર્થક છે ! ઉપર કહ્યું તેમ બ્રહ્મ ય
ઇશ્વર નિત્યશુદ્ધબુદ્ધમુક્ત સ્વભાવવાળો હોઇ આનંદસ્વરુપ છે
મૂર્તિરુપે–અવતાર લેતાં તેની નિત્યમુક્તતા નષ્ટ પામી તે બંધનમ
(અવતાર દ્વારા) આવે છે અને સાકાર થતાં તેનું વિજ્ઞાનમય
આનંદસ્વરુપ પણ નષ્ટ થાય છે. પછી જે મૂર્તિ હોય તે ઇશ્વરન
યા ઇશ્વરની ભાવનાવાળી હર્ગિઝ રહી શકતી નથી ! ! કેમ
સાકાર થતાં તો ઇશ્વરત્વ લોપાઇ જાય છે; એટલે તે ઇશ્વ
કયાં રહ્યો ? પછી તેની મૂર્તિ કેવી ? સ્વામી શંકરે તો બ્રહ્માન
મૂર્તરૂપનું ખંડન જ કર્યું છે, જે ઉપર આવી ગયું છે. પણ
એટલાથી જો વાચકોને સંતોષ ન થાય તો વેદાંત દર્શનનું સૂ
નીચે પ્રમાણું રજુ કરૂં છું. જેમાં સાફ જણાવ્યું છે કે (શાસ્ત્રીજી
માને છે તેવું) બ્રહ્મનું કોઇ રુપ નથી.

अरूपवदेव हि तत्प्रधानत्वात् ॥ ३–२–१४.

આ ઉપર હું મારૂં કશું ન લખતાં શ્રી. શંકરાચાર્યજીને જ કહેવ
દઇશ. તેઓ ભાષ્ય કરતાં જણાવે છે કેઃ—"रूपाद्याकाररहित-
मेव ब्रह्मावधारयितव्यं, न रूपादिमत् । कस्मात् । तत्प्र-
धानत्वात् । 'अस्थूलमनण्वह्रस्वमदीर्घम्' (बृ. ३ । ८ । ८)
'अशब्दमस्पर्श मरूपमव्ययम्' ( कठ. ३ । १५ ) 'आकाशो-
वैनाम नामरूपयोर्निर्वहिता ते यदन्तरा तद्ब्रह्म' ( छान्दो.
८ । १४ । १) 'दिव्यो ह्यमूर्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यजः'
(मुण्ड. २ । १ । २) इत्येवमादीनि वाक्यानि निष्प्रपञ्चब्रह्मा-
त्मतत्त्वप्रधानानि नार्थान्तरप्रधानानीत्येतत्प्रतिष्ठापितं तत्तु-

**समन्वयात्' १।१।४ इत्यत्र। तस्मादेवंजातीयकेषु वाक्येषु यथाश्रुतं निराकारमेव ब्रह्मावधारयितव्यम्। इतराणित्वाकारवद्ब्रह्मविषयाणि वाक्यानि न तत्प्रधानानि। ...... येनोभयिष्वपि श्रुतिषु सतिष्वनाकारमेव ब्रह्मावधार्यते न पुनर्विपरीतमिति।"** આ લંબાણુ ઉદ્દરણનો અનુવાદ નહિ આપું; વિદ્વાનો આથી સમજી શકશે, વાચકોમાંથી જેઓ સંસ્કૃત ન જાણતા હોય તેમના લાભ માટે સાર લખી દઉં કે શ્રી. શંકરાચાર્યજી જણાવે છે કે રૂપ આદિ આકારવાળું બ્રહ્મ નથી. કેમકે અન્યત્ર શાસ્ત્રોમાં બ્રહ્મને અશબ્દ, અસ્પર્શ, અરૂપ આદિ તથા અ-મૂર્ત અજ આદિ કહેલ છે. એટલે આવા વાક્યોથી બ્રહ્મ નિરાકાર છે-આકાર કે રૂપરહિત છે-એમ જ સમજવું. જે જે પ્રમાણો ઉભય પ્રકાર બોધતા હોય ત્યાં ત્યાં **અનાકાર** (આકાર રહિત) બ્રહ્મ જ માનવું. એથી વિપરીત (-રૂપવાળું) નહિ, આદિ. જે વાચકોને આટલાથી તૃપ્તિ થઇ ન હોય તેમને માટે બીજું પણ આગળનું સૂત્ર લઇએ.

**प्रकाशवच्चावैयर्थ्यात्। १५**

આ સૂત્ર ઉપર ભાષ્ય કરતાં શંકરાચાર્યજી જણાવે છે કે જેમ સૂર્ય અથવા ચંદ્રનો પ્રકાશ આંગળીની ઉપાધિથી તે આકારવાળો દેખાય છે, તે રીતે બ્રહ્મ પણ પૃથ્વી વગેરેની ઉપાધિથી તદાકાર હોય તેમ પ્રતિપાદન કરાય છે, પણ વાસ્તિવિક તેમ નથી.

**"यथा प्रकाशः सौरश्चान्द्रमसोवा वियद्व्याप्यावतिष्ठमानोऽङ्गुल्याद्युपाधिसंबंधात्तोष्वृजुवक्रादिभावं प्रतिपाद्यमानेषु तद्भावमिव प्रतिपद्यते। एवं ब्रह्मापि पृथिव्याद्युपाधिसंबंधात्तदाकारतामिव प्रतिपद्यते तदालम्बनो ब्रह्मण आकारविशेषोपदेशः।"** ઇત્યાદિ.

આગળનું સૂત્ર **आहचतन्मात्रम् । १६.**

તે ઉપર ભાષ્ય કરતાં શ્રી. શંકરાચાર્યજી જણાવે છે કે, **"आह च श्रुति श्चैतन्यमात्रं विलक्षणरूपान्तररहितं निर्विशेषं ब्रह्म—स यथा सैन्धवघनोऽनन्तरोऽबाह्यः कृत्स्नो रसघन एवं वं वा अरेऽयमात्मानन्तरोऽबाह्यः कृत्स्नः प्रज्ञानघन एव' (बृह ४-५-१३) इति । एतदुक्तं भवतिनास्यात्मनोऽन्त र्बहिर्वा चैतन्यादन्य द्रूपमस्ति, चैतन्यमेव तु निरन्तरमस्य स्वरूपम् । यथा सैन्धवघनस्यान्तर्बहिश्च लवणरस एव निरन्तरो भवति न रसान्तरं तथैवेति ॥**

અર્થાત્ શ્રુતિમાં બ્રહ્મને ચૈતન્યમાત્ર કહી રુપાન્તરરહિત નિર્વિશેષ બ્રહ્મ કહ્યું છે. એટલે ચૈતન્ય સિવાય બ્રહ્મનું અંતઃ કે બહારનું કોઈ રુપ જ નથી. જેમ મીઠાના ગાંગડામાં અંદર તેમજ બહાર લવણ રસ જ નિરંતર હોય છે, તેમ બ્રહ્મનું નિરંતર ચૈતન્ય સ્વરુપ છે વગેરે.

શ્રીમદ્ ભગવદ્ગીતા પણ બ્રહ્મનું એવુંજ પ્રતિપાદન કરે છે યથા–

**'अव्यक्तोऽयमचिन्त्योऽयम विकार्योऽयमुच्यते ।'** २–२५

અર્થાત્ તે પરમાત્મા અવ્યક્ત (વ્યક્ત ન થઈ શકે તે), અચિંત્ય અને અવિકારી છે. જો બ્રહ્મની મૂર્તિ માનીએ તો મૂર્તિ એ પૃથ્વીનો વિકાર છે, તથા અવતાર માની શરીરધારી માનીએ તો પણ તે વિકાર છે, જે યોગ્ય નથી એમ ગીતા કહે છે. એટલે શાસ્ત્રીજી બ્રહ્મને સાકાર–નિરાકાર જણાવી મૂર્તિ સિદ્ધ કરવા બાલચેષ્ટા કરે છે તે ખરૂં માનવું કે વેદાંતદર્શનના કર્ત્તા વ્યાસજી, શ્રી. શંકરાચાર્ય અને અનેક ઉપનિષદો તથા ગીતા કહે છે તે ખરૂં માનવું. તેનો નિર્ણય હવે વાચકોએ જ કરી લેવો!

શ્રીમચ્છંકરાચાર્યજીએ તો વેદાંતદર્શનના પ્રથમ સૂત્રના ભાષ્યમાં **અધ્યાસ**નું ઉદાહરણ આપતાં સ્પષ્ટ જણાવ્યું છે કે "**यथा वा प्रतिमादिषु विष्णवादि बुध्यध्यास:**" અર્થાત્ પ્રતિમા–મૂર્તિ આદિમાં વિષ્ણુ આદિની ખોટી બુદ્ધિ કરવી એ અધ્યાસ છે। આ રીતે શંકરાચાર્યે તો મૂર્તિપૂજાના પાખંડનું સ્પષ્ટ રીતે ખંડન કર્યું છે!! એ આદ્ય શંકરાચાર્યનું વચન શાસ્ત્રીજીએ માનવું જ રહ્યું!!! પણ તેમ માને તો મૂર્તિપૂજાના ધંધાને નામે કંઇ કંઇ ચાલતા અવાન્તર રોજગારોનું શું થાય? એ મોટો પ્રશ્ન ઉદ્ભવે એ સહજ છે.

* * *

પરમેશ્વર નિરાકાર હોઇ સાકાર થાય છે એમ શાસ્ત્રીજીની મતિ કહે છે. તેને શંકરાચાર્ય **न स्थानतोऽपि परस्योभय लिङ्गसर्वत्रहि**। વેદાન્ત ૩–૨–૧૧ એ સૂત્ર પર ભાષ્ય કરતાં જણાવે છે, "**तत्रोभय लिङ्गश्रुत्यनुग्रहादुभयलिङ्गमेव ब्रह्मत्येवं प्राप्ते ब्रूमः। न तावत्स्वत एव परस्य ब्रह्मण उभयलिंगत्त्वमुपपद्यते। नह्येकं वस्तु स्वत एव रूपादि विशेषोपेतं तद्विपरीतं चेत्यवधारयितुं शक्यं विरोधात्। अस्तुतर्हि स्थानतः पृथिव्याद्युपाधियोगादिति। तदपि नोपपद्यते। नह्युपाधियोगादप्यन्यादृशस्य वस्तुनोऽन्यादृशः स्वभावः संभवति। नहिस्वच्छःसन्स्फटिकोऽलक्तकाद्युपाधियोगादस्वच्छो भवति भ्रममात्रत्वादस्वच्छताभिनिवेशस्य।**"

અર્થ: વેદાદિકામાં નિરાકાર સાકાર પ્રતિપાદક પ્રમાણ હોવાથી બ્રહ્મ ઉભય પ્રકારનું છે, એમ કોઇ કહે તો શંકરસ્વામી કહે છે

કે, બ્રહ્મનું નિરાકાર સાકાર હોવું સિદ્ધ થઇ શકતું નથી, કેમકે એકજ વસ્તુ રૂપવાળી છે એમ કહી પછી તે રૂપ વિનાની છે એ કથન પરસ્પર વિરૂદ્ધ હોવાથી તે સંભવી શકતું નથી, અગર એમ કહે કે પૃથ્વ્યાદિની ઉપાધિથી બ્રહ્મ સાકાર બની શકે છે, તેને શંકરાચાર્ય જવાબ આપે છે કે તે પણ નથી બની શકતું, કેમકે જે વસ્તુનો જે સ્વભાવ છે, તે ઉપાધિના નિમિત્તથી કદિ બદલી શકતો નથી. જેમકે પાસેના રંગીત પદાર્થથી સ્વચ્છ કાચ પણ રંગીન માલમ પડે છે, પણ ખરી રીતે તે કાચ રંગીત નથી. એ તો જોનારનો ભ્રમ માત્ર છે. વસ્તુતઃ સ્વચ્છ કાચ છે. ઇત્યાદિ. તેમ બ્રહ્મ પણ નિરાકાર છે. આ રીતે શ્રી. શંકરાચાર્યજી સાકારપણાનું ખંડન કરી બ્રહ્મના કેવળ નિરાકારપણાનું જ યુક્તિપૂર્વક પ્રતિપાદન કરે છે. શાસ્ત્રીજી શ્રી. શંકરાચાર્યને આ માટે શું ઉત્તર આપે છે, તેની કયામત સુધી આપણે નિરાંતે રાહ જોઇશું!

શાસ્ત્રીજીને શતપથનું ઉદ્ધરણ આપવું પહેલાં ઠીક લાગ્યું છે. તો હું પણ અત્રે શતપથને ટાંકીશ.

**द्वे वाव ब्रह्मणो रूपे** ૧૪-૫-૩ કંડિકા ૧ થી ૧૧ સુધીમાં બ્રહ્મનાં બે રૂપો પંચમહાભૂતાદિ જ માન્યા છે (મૂર્તિ નહિ). પણ અંતમાં આ પાંચ મહાભૂતાદિ એજ બ્રહ્મનું રૂપ છે એમ પ્રશ્ન થતાં કહે છે કે **नेति नेति नह्येतस्मादिति नेत्यन्यत् परमस्य नामधेयम्** આદિ.

એજ બ્રહ્મને શતપથ ૧૪-૭-૨-૬ માં કહ્યું છે કે "**ब्रह्म विज्ञानमयो मनोमयो वाङ्मयःश्चक्षुर्मयः प्राणमयः श्रोत्रमय आकाशमयो वायुमयस्तेजोमय आपोमय पृथिवीमयः** આદિ

કહી **સર્વમય** કહ્યો છે. આથી વાચકોની ખાત્રી થઇ હશે કે શાસ્ત્રીજીએ આપેલું પ્રમાણ ઇશ્વરની મૂર્તિપરક નથી. પણ પંચમહાભૂતોને તેના રૂપની કલ્પના માત્ર કર્યા વિષેનું છે.

પરંતુ બ્રહ્મ એક જ પ્રકારનું નથી. શ્વેતાશ્વતર ઉપનિષદ્ કહે છે કે તે ૩ પ્રકારનું છે યથા–**भोक्ताभोग्यं प्रेरितारं च मत्वा सर्वं प्रोक्तं त्रिविधं ब्रह्ममेतत् । १–१२ ।**

ભોક્તા (જીવ), ભોગ્ય (પ્રકૃતિ) અને પ્રેરિતા (ઇશ્વર); એ ત્રણ પ્રકારનું છે. અર્થાત્ પ્રકૃતિ પણ બ્રહ્મવાચ્ય છે. તદનુસાર પ્રકૃતિ રૂપી બ્રહ્મનું મૂર્ત–અમૂર્ત અને અચલ–ચલ, મર્ત્ય–અમર્ત્ય રૂપ થઇ શકે છે; કેમકે પ્રકૃતિનું કાર્ય–જગત્ મૂર્ત, ચલ અને મર્ત્ય છે તથા તેનું મૂલ રૂપ (પ્રકૃતિ) અમર્ત્ય, અમૂર્ત આદિ છે. શ્વેતાશ્વતરમાં લખ્યું છે કે **संयुक्तमेतत्क्षरमक्षरं च व्यक्ताव्यक्तं भरते विश्वमीशः । १०८,** ક્ષર–વિનાશ થનાર, વ્યક્ત પૃથ્વ્યાદિ સ્થૂલ કાર્યજગત્ ( મૂર્ત, મર્ત્ય અને ચલ ) અક્ષર નામ અ–વિનાશી (અમૃત) અવ્યક્ત (અમૂર્ત) અને અતિ સૂક્ષ્મ (સ્થિત) કારણ–પ્રકૃતિ એ બેઉ કાર્ય–કારણ સંયુક્ત રહે છે અર્થાત્ કાર્યમાં કારણ અને કારણમાં કાર્ય ઓતપ્રોત હોય છે. એ જ સર્વ આ સંસાર અથવા બ્રહ્માંડનો ભાર છે, તેને અસીમ શક્તિમાન્ ઇશ્વર ધારણ–પોષણ કરે છે; એટલે **द्वै वाव ब्रह्मणो रूपे मूर्तं चेवामूर्तं च** એ બૃહદારણ્ય વચનમાંથી તેમાં પાર્થિવ મૂર્તિ [Idol] કાઢવી એ કોઇ માનનીય વિદ્વાનને છાજતું નથી; કેમકે એ શ્રુતિ પછી તુર્ત જ આગળ રૂપવાનોનું રૂપ સ્પષ્ટ કર્યું છે જે બ્રહ્મનું નથી, પણ મહાભૂતોનું જ છે. જે તે પ્રસંગ

જોવાથી સ્પષ્ટ જણાઇ આવશે. વળી બ્રહ્મની મૂર્તિ માનવી એ શાસ્ત્ર વિરૂદ્ધ છે. યથા **न तस्य कार्यं करणं च विद्यते न तत्समश्चाभ्यधिकोऽपि दृश्यते ॥** શ્વેતાશ્વતર ૬–૮॥

–તે ઈશ્વરનું કાર્ય નથી, તેમ તેનું કરણ નથી. તેની સમાન કે તેથી મહાન્ પણ કોઇ નથી. પછી મૂર્તિ થવામાં તો **કરણ**–સાધનની આવશ્યકતા પડે. જ્યારે આંમાં **કરણ** હોવાંથી સ્પષ્ટ ના કહી છે; એટલે ઈશ્વરની મૂર્તિ થાય નહિ. જ્યારે મૂર્તિ નથી, પછી શાસ્ત્રીજીએ અગાઉ જણાવેલા શતપથના મહાવીરને આંખ, કાન, નાક આદિ પણ ક્યાંથી હોય ? કેમકે શ્વેતાશ્વતરોપનિષદ્ કહે છે કે **अपाणिपादो जवनो गृहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ।** તે પરમાત્માને હાથ નથી, પણ તે (પોતાની સ્વાભાવિક શક્તિથી) સમગ્ર બ્રહ્માંડને પકડી શકે છે, તેને ચક્ષુ નથી છતાં તે (સર્વને) જોઇ શકે છે. (સર્વમાં વ્યાપક હોવાથી) તેને કર્ણ નથી, પણ તે સર્વ સાંભળી શકે છે (સર્વાન્તર્યામી હોવાથી) આદિ.

આ ભાવને કેનોપનિષદમાં પણ સ્પષ્ટ કર્યો છે. યથા–

**यद् वाचाऽनभ्युदितं येन वागभ्युद्यते । १–४**
**यच्चक्षुषा न पश्यति येन चक्षुंषि पश्यन्ति। १–६**
**यच्छ्रोत्रेण न शृणोति येन श्रोत्रं मिदं श्रुतम् । १–७**
**यत्प्राणेन न प्राणिति येन प्राण प्रणीयते ।**
**तदेव ब्रह्मत्वं विद्धि नेदं यदिदमुपासते ॥ १–८**

અર્થાત્ જે વાચાથી બોલી શકતો નથી, પણ જેનાથી વાણી બોલી શકાય છે. જે નેત્રોથી, જોતો નથી, પણ જેનાથી નેત્રો જૂએ

છે. જે કાનથી સાંભળતો નથી, પણ જેનાથી કાન સાંભળે છે. જે પ્રાણથી શ્વાસ લેતો નથી, પણ પ્રાણ જેનાથી ચલાયમાન છે, તેને તું બ્રહ્મ જાણ. જેની ( મૂર્તિમાન્ સમજી ) ઉપાસના કરે છે, તે બ્રહ્મ નથી.

આ ઉપરથી એટલું જરૂર સિદ્ધ થયું કે બ્રહ્મની કોઇ (પાર્થિવ) મૂર્તિ નથી, તેમ તેને આંખ, કાન, નાક આદિ અવયવો પણ નથી. સ્વામી શંકરાચાર્યજીના મતે પણ બ્રહ્મનું મૂર્ત સ્વરૂપ ( જેને શાસ્ત્રીજી મૂર્તિ-ભગવાન્ કહે છે ) નથી; એટલે આ પ્રમાણથી ઇશ્વરના સાકાર-નિરાકાર હોવાપણા વિષે આવી મૂર્તિ સિદ્ધ કરવી એ વિદ્વાનોની દૃષ્ટિમાં શાસ્ત્રીજીના શાસ્ત્રીયજ્ઞાનની ભારે ઉણપ બનાવે છે. પછી વેદજ્ઞતા વિષે તો પૂછવું જ શું ? છતાં ય શાસ્ત્રીજી પોતાને વિદ્વાન્ માને તેમાં કોઇને વાંધો ન જ હોય; કેમકે સંસારમાં દુરાગ્રહ [હઠ] પણ એક ચીજ છે ને ? તેણે રહેવું ક્યાં ? વધુ તો વિદ્વાનો સ્વયં નિર્ણય કરી લે !!

## પ્રમાણ ૨૦મું :

અધ્યાપક શાસ્ત્રીજી હવે **केन** ઉપનિષદનું પ્રમાણ આપે છે કે **"सतस्मिन्नेवाकाशे स्त्रियमाजगाम बहु शोभमानामुमां हैमवतीं तां होवाच"** ઇત્યાદિ આનો અર્થ કરે છે. "દેવરાજ ઇન્દ્રે આકાશમાં ઘણી શોભાવાળી, સુવર્ણાંગી જગન્માતા ઉમાને દેખ્યાં અને તેની જોડે વાત કરી. આ મંત્રમાં દેવી-દુર્ગા શંકર પત્નીનું સાકાર રૂપમાં દર્શન સિદ્ધ કર્યું છે!"

શાસ્ત્રીજીને મૂર્તિપૂજાના મહારોગનો કમળો થયો હોય એમ જ પ્રતીત થાય છે. એટલે તેમને અલંકાર, પ્રકરણ, પ્રસંગ

આદિનો કંઇજ ખ્યાલ ન રહેતાં બધે જ હાથ મૂર્તિ, ઓય મૂર્તિ, મૂર્તિ જ દેખાયા કરે છે!

આ શ્લોક કેનોપનિષદ્‌ના ખંડ ત્રીજાનો ૧૨મો છે, અને तां होवा च પછી 'किमेतद्यक्षमिति' એટલું પદ શાસ્ત્રીજીએ છોડી દીધું છે; પણ એ પદથી જણાશે કે એ યક્ષ વિષયક સંવાદમાંનો શ્લોક છે. ખરી રીતે જોતાં આ યક્ષનો સંવાદ ભૂતાર્થવાદ (યથાર્થ ઇતિવૃત) નથી. ન તો બ્રહ્મે કોઇ રૂપ ધારણ કર્યું કે ન અગ્નિ આદિથી અલગ થયો. કેમકે તે સર્વવ્યાપક હોવાથી કોઇથી અલગ થઈ શકે નહિં. આ તમામ કલ્પના છે. એ દ્વારા બ્રહ્મનો મહિમા વર્ણવાયો છે કે તેની સત્તાથી જ અગ્નિ બાળી શકે છે, વાયુ ચાલી શકે છે, સૂર્ય પ્રકાશિત થઈ શકે છે. તેના વિના જગત નકામું છે. જે રીતે બાહ્ય પ્રકાશથી રહિત થઈ આંખો જોઈ શકતી નથી, તેમ બ્રહ્મથી અલગ થઈ ઈન્દ્ર (પ્રાણ), અગ્નિ, સૂર્ય આદિ પદાર્થો કંઈ નથી કરી શકતા. યદ્યપિ બ્રહ્મ સર્વવ્યાપક હોવાથી તેનાથી કોઈ પદાર્થ અલગ થઇ નથી શકતો, એટલે આ પદાર્થોની શક્તિનો આપણને પૂર્ણ પરિચય પ્રત્યક્ષ નથી થઈ શકતો. પણ બ્રહ્મની શક્તિ વિના અગ્નિ એક સૂકા તણખલાને બાળી ન શકે, વાયુ ઉડાવી ન શકે આદિ એ આ યક્ષના સંવાદનું પહેલું તાત્પર્ય છે.

બીજું તાત્પર્ય એ છે કે બ્રહ્મવિદ્યાને જાણવાવાળા જ ઇશ્વરને જાણી શકે છે, અને ત્રીજું એ કે ઇશ્વરને જાણવાવાળા જ સર્વથી મહાન્ છે. અહીં અગ્નિ, વાયુ અને ઇન્દ્ર એ ત્રણ દિવ્ય શક્તિવાળા પદાર્થો છે. અગ્નિ અને વાયુને પૃથિવી અને અંતરિક્ષના દેવતા માન્યા છે. ઇન્દ્રથી અહીં સૂર્યનું તાત્પર્ય છે કેમકે શતપથમાં

જણાવ્યું છે કે **स एवेन्द्रोय एष तपति** १–६–३–१८. જે આ તપે છે તે ઇન્દ્ર છે. એટલે ઇન્દ્રનો અર્થ સૂર્ય થાય છે, અને અગ્નિ, વાયુની સાથે સૂર્ય એ દ્યુલોકનો દેવતા (દિવ્યશક્તિયુક્ત) માન્યો છે. હવે આ કથામાં ઇન્દ્રથી યક્ષનું છૂપાવું તેનો અભિપ્રાય એ છે કે પૃથ્વીસ્થ અગ્નિ અને અંતરિક્ષસ્થ વાયુ એ સૂર્યથી નવજીવન પ્રાપ્ત કરે છે, પણ સૂર્ય કોઇથી જીવન મેળવતો નથી. એટલે સૂર્યમાં જઈ સૂર્યથી પર તેનો પણ કોઈ જીવનદાતા છે એ મતિલોપ થાય છે એ જ યક્ષથી છૂપાવું છે. પણ સૂર્યથીયે પર, સૂર્યને પણ દીપ્ત કરનાર અન્ય છે, એ બ્રહ્મવિદ્યાથી જાણી શકાય છે. માટે કહ્યું છે **येन सूर्यस्तपति तेजसेध्धेनावेदविन्मनुते तं बृहन्तम्**–જે તેજથી દીપ્ત થઇને સૂર્ય ચમકે છે, જે વેદ નથી જાણતા તે મહાન તેજને નથી જાણતા. (તૈતિ. બ્રા. ૩–૧૨–૯) અતઃ એ ઉચિત છે કે સૂર્યનો સૂર્ય બ્રહ્મવિદ્યાથી જ જાણી શકાય છે. એ જ ઇન્દ્રનું ઉમા સાથે મળવું છે અને તેના વચનથી પોતાની મહિમાનાં મૂળ સ્રોત અર્થાત્ યક્ષને જાણે છે.

વેદભાષ્યકાર શ્રી. સાયણાચાર્ય इन्द्रનો અર્થ સૂર્ય કરે છે. **सद्योजज्ञानो निरिणोति शत्रून** ऋ. १०–१०–१२० ના પ્રથમ મંત્ર ઉપર ભાષ્ય કરતાં સાયણાચાર્યજી લખે છે કે "**यस्माद् ब्रह्मणः सूर्यात्मक इन्द्रः जज्ञे जातो बभूव सच जज्ञानो जायमान एवसद्यः शीघ्रम् शत्रून् राक्षसान् निरिणाति निर्हिनस्ति।**

અર્થાત્ જે બ્રહ્મથી સૂર્યાત્મક ઇન્દ્ર ઉત્પન્ન થયો, તે ઇન્દ્ર ઉત્પન્ન થતાં જ શીઘ્ર શત્રુઓને મારે છે વગેરે. (અહીં ઇન્દ્ર અને મેઘનું વર્ણન છે.) એટલે ઇન્દ્રથી અહિં ભૌતિક સૂર્યનું ગ્રહણ

સર્વથા ઉચિત છે. ઇન્દ્ર એટલે દેવવિશેષ–શતક્રતુનું ગ્રહણ નથી, કેમકે વસ્તુતઃ એનું અસ્તિત્વ જ નથી. ભૌતિક સૂર્ય એ અર્થ અત્રે લેતાં રૂપકનું સરસ સ્પષ્ટીકરણ થાય છે, કે અગ્નિ, સૂર્ય, વાયુ આદિ તમામ પરમાત્માના વશવર્તી હોઇ તેના ભયથી યથાનિયમ પોતપોતાનું કામ કરી રહ્યા છે. કઠોપનિષદ્‌માં એ ભાવ જણાવ્યો છે યથાઃ–

**भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः ।**
**भयादीन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः ॥ ६–३**

પ્રકરણાનુકૂલ ઇન્દ્ર, અગ્નિ, સૂર્ય આદિના અર્થો સમજવા.

**યક્ષ એટલે પૂજનીય.** અથર્વવેદમાં જણાવ્યું છે કે **महद्यक्षं भुवनस्य मध्ये तपसि क्रान्तं सलिलस्य पृष्टे। तस्मिन् श्रयन्ते यउकेच देवा वृक्षस्य स्कन्ध परित इव शाखाः॥**
**१०, ७, ३८.**

તપમાં આગળ વધેલ મહાયક્ષ ભુવનની મધ્યમાં સલિલ (પ્રકૃતિ) થી પર છે. જેમ વૃક્ષના સ્કંધ ઉપર સર્વ તરફ શાખા હોય છે. તે રીતે તમામ વિદ્વાન પુરુષો તેનો આશ્રય લે છે. **સલિલ** નો અર્થ અંતરિક્ષ પણ લઇ શકાય છે અથવા પ્રલય પછી પણ રહેનાર આકાશ એ પણ ઘટી શકે છે. આ મંત્ર પરથી **યક્ષ** એ પરમાત્માનું વાચક નામ છે. બીજો કોઈ દેવ–વિશેષ નથી. **यक्षपूजायाम्** એ ધાતુસાધિત નામ છે, **तैत्तियारण्यक**માં ઉમાને બ્રહ્મવિદ્યા જ કહી છે. એટલે આ પ્રમાણમાં ઉમા એ શંકરપત્ની દુર્ગાદેવીનું વાચક નામ નથી, એટલે તેના સાકાર–નિરાકારપણાની વાતજ નથી રહેતી. શાસ્ત્રીજી યક્ષની ઉપલી કથાના તાત્પર્યને ન સમજી, (અથવા સમજતા હોય તો જાણીબુજી) આમાંથી દુર્ગાની

મૂર્તિ કાઢવા ક્ષુદ્ર અને મતિહીન પ્રયત્ન કરે છે, એ સ્પષ્ટ છે. આવા ભ્રામક પ્રયત્નોથી ઉપનિષદ્‌નું રહસ્ય કોઇને કદિ ખુલી શકે નહિ એ દેખીતું છે. આ ઉપનિષદ્‌ની આ યક્ષ અને હેમવતી ઉમાના કથાનકનું મૂળ અલંકાર રૂપે શતપથ:૧૪–૪–૧ ની કંડિકા ૧ થી ૧૮ સુધીમાં આવે છે, વિસ્તારભયથી લખતો નથી. જિજ્ઞાસુઓએ તે સ્થળ ઉપર જોઇ લેવું, તેમાં વાક્‌ને, મનને, શ્રોત્રને અને અંતે **हेममासन्यं प्राणमूचुः त्वं न उद्गयेतितयेति** એમ આવે છે. કેન ઉપનિષદ્‌ની આ આખી કથા શતપથના ઉપક્ષા સ્થળમાં સમાનતાથી મલે છે અને શતપથમાં તે રુપકમાં છે એમ તો શાસ્ત્રી પણ કહી શકશે, અન્યથા વાક્, મન, શ્રોત્ર અને પ્રાણ આદિને પણ 'દેવ' માનવા પડશે, જે તેઓ કદિ કબુલી શકે તેમ નથી. શતપથમાં **हेममासन्यं प्राणम्** ને ઇન્દ્રિઓ વિનતિ કરે છે કે તે જાણે કે એ શું છે ? કેન ઉપનિષદ્‌માં **हैमवती मुमां** ને પૂછે કે એ શું છે ? આદિ સમસમાન કથાનક ઉભયત્ર છે, એટલે કેનના કથાનકમાંથી શંકરપત્ની દુર્ગાને કાઢવા એ તો બુદ્ધિનો અત્યાચાર માત્ર છે !

## પ્રમાણ ૨૧ મું :

**उमासहायं परमेश्वरं प्रभुम्** કૈવલ્યોપનિષદ્‌નું પ્રમાણ શાસ્ત્રીજી રજુ કરે છે. પણ એ ઉપનિષદ્ પ્રમાણકોટિમાં ગણાતું નથી. એમ તો ૧૨૮ ઉપનિષદો છે. જેમાં એક **अल्लोपनिषद्** પણ છે ! પણ મુખ્યતઃ ૧૧ ઉપનિષદો જ માનનીય તથા પ્રમાણ કોટિમાં (વેદ સંગત) ગણાય છે. **रामतापिनी** આદિ અનેક ઉપનિષદો છે, જે ક્ષુદ્રાશય માણસોએ સ્વાર્થ માટે રચી કાઢ્યાં છે. એજ માટે વિદ્વાનો તેને માનતા નથી. એટલે આ અપ્રામાણિક

પુસ્તકના પ્રમાણ વિષે મારે લખવાનું રહેતું નથી. કૈવલ્યોપનિષદ્ માનવાનો જો કોઈ આગ્રહ કરે તો હું अल्लोपनिषद् ( અલ્લાનું ઉપનિષદ્ ! ) માનવા આગ્રહ કરું ! તેમાં તો મહમ્મદ રસૂલનું નામ આવ્યું છે, તેને શાસ્ત્રીજી માનવા તૈયાર છે ? અમારે મન તો જેમ ભાગવત તથા પુરાણો અમાન્ય અને અપ્રામાણિકતેમજ ૧૧ ઉપનિષદો [વેદસંમત] છોડીને બાકીના તમામ ઉપનિષદો અમાન્ય અને અપ્રામાણિક છે. એટલે તેના વચન વિષે ઉહાપોહ કરવો અસ્થાને હોઇ કાળક્ષેપ કરવા સમાન છે. તેમ છતાંય ઉમા નો ખુલાસો ઉપર આવી ગયો છે, એટલે પિષ્ટપેષણની દ્રષ્ટિએ પણ એ વિષે વધુ લખવું યોગ્ય ધારતો નથી.

પ્રમાણ ૨૨'મું :

> मुखाय ते पशुपते यानि चक्षूंषि ते नमः ।
> अंगेभ्य स्ते उदराय जिन्हाया आस्यायते ।
> ददभ्यो गंधायते नमः ॥ अथर्व. ११-१-२

શાસ્ત્રીજી આ પ્રમાણ રજૂ કરી અર્થ કરે છે: "હે પશુપતિ ! તમારા અંગોને નમસ્કાર, તમારા પેટને નમસ્કાર, તમારી જીભને, મુખને, દાંતને તથા નાકને નમસ્કાર હો ! " આથી શાસ્ત્રીજીને ઇશ્વરનું સાકારપણું અભિલષિત હશે એમ જ ધારી લેવું રહ્યું. (જો કે તેમણે કંઈ આ મંત્ર વિષે વધુ કહ્યું જણાવ્યું નથી.)

કલ્પના કરો કે શાસ્ત્રીજીના કહેવા મુજબ ઇશ્વર તેમનો પશુપતિ ભગવાન-સાકાર છે અને તેને પેટ, જીભ, મુખ, દાંત, નાક આદિ પણ છે; તો શંકા કરનારાઓ પ્રાણીશાસ્ત્રના સિદ્ધાંત મુજબ શંકા કરી શકે કે જ્યારે ઇશ્વરને મુખ છે, જીભ છે, દાંત છે,

અને પેટ પણ છે, તો તેને ટકાવી રાખવા ખાવું પડતું હશે, અને તે અનિવાર્ય છે, તો જે ખાધેલું તેમાંથી કચરો દૂર કરવો રહ્યો તો એ સાકાર ભગવાન મૂર્તિપૂજકોમાંના કોના ઘર કે ખેતર કે જંગલમાં દિશા જતા હશે? કોઈવાર અપચો પણ થતો હશે, શરીર અસ્વસ્થ પણ થતું હશે, તો તેની શી વ્યવસ્થા હશે? શું ખાતા હશે? કેટલું ખાતા હશે? બ્રાહ્મણોના સાકાર ઇશ્વર તો લાડુ ખાય એમ ધારી લઇએ, પણ માંસાહારીઓનો સાકાર ઇશ્વર (કેમકે ઇશ્વર સાકાર હોય તો બધા માટે જ હોય ને!) તો માંસાહાર જ કરતો હોઈ શકે ને? ત્યારે ઇશ્વર પણ શાકાહારી–માંસાહારી જ માનવો ને? આવા તો અનેક વિચિત્ર પ્રશ્નો કરી શકાય, પણ આટલા જ પ્રશ્નોનું સમાધાન સાકાર માનનારાઓ કરે તોય બસ છે! પણ શું સમાધાન કરશે? ઇશ્વરની મિટ્ટી પલીદ કરે છે, અને છતાંય ઇશ્વરભક્ત ગણાય છે!! હા, હન્ત!!!

'સનાતની' કહેવાતા, પંડિત મનાતા જીવ–વિશેષોની એક આદત છે કે વેદમંત્રમાં યાતો અન્ય શાસ્ત્રોમાં જ્યાં ક્યાંય મુખ, નાક, કાન, આદિનું વર્ણન આવ્યું એટલે થઇ રહ્યું, તે પરમાત્માનું જ વર્ણન છે માટે પરમાત્મા મુખ–નાક–કાનવાળો સાકાર થઇ ગયો, એટલે મૂર્તિપૂજા સાબીત થઇ ગઇ! પણ એ મોભાગ્ર બુદ્ધિવાળા પંડિતંમન્યોને સવાલ છે કે વેદોમાં પરમાત્મા સિવાય ઇતર અન્ય વિષયોનું વર્ણન છે કે નહિ? વેદના અભ્યાસીઓ તો કહે છે કે વેદોમાં જેમ પરમાત્માનું વર્ણન છે, તેમ જીવાત્માનું છે, પ્રકૃતિનું છે, રાજાના ધર્મોનું વર્ણન છે, મુક્તિનું વર્ણન છે, સૃષ્ટિ ઉત્પત્તિનું કથન છે. ગણિત અને અન્ય વિદ્યાઓનું વર્ણન છે આદિ. કેવળ પરમાત્માનું જ વર્ણન નથી. પણ પરમાત્મા સાથે અન્ય અનેક

વિષયોનું વર્ણન છે.' તો અથર્વવેદના આ મંત્રમાં તો રાજા વિષે ઉલ્લેખ છે, ઇશ્વરનો નહિ. શાસ્ત્રીજી ભ્રકુટિ ચઢાવી કહેશે એમ ધારું છું કે આ મંત્રમાં 'પશુપતિ' શબ્દ પડયો છે, એટલે શંકરનું ગ્રહણ થાય, રાજા, એ અર્થમાં વપરાતો નથી ! પણ અથર્વવેદમાં 'પશુપતિ' અર્થમાં રાજા આવે છે. યથા **प्रियो गवामोषधिनां पशूनाम्**–રાજા ગૌ, ઔષધિ, તથા પશુનો પ્રિય પતિ–રક્ષક છે. અતઃ **मुखाय ते पशुपते !** વાળા ઉધૃત કરેલા મંત્રમાં 'પશુપતિ' રાજાનું ગ્રહણ છે અને તે રીતે આ મંત્ર સરલાર્થયુક્ત થઇ રહેશે. કેમકે રાજા તો સાકાર હોઇ તેને મુખ નાક, કાન, પેટ, આદિ અવયવો હોય છે. બાકી અવયવોને નમસ્કાર કરવાની બીના તો ઉભયત્ર સમાન છે, એટલે તેનો ઉહાપોહ નિરર્થક છે.

રા. રા. શાસ્ત્રીજી કહે છે તેમ ઇશ્વરના જ મુખ, નાક, કાન, જીવ્હા આદિ માનીએ તો નીચલા બૃહદારણ્યક વચનની શું ગતિ થશે તે શાસ્ત્રીજી વિચાર કરીને જણાવે:–(ઇશ્વરના રુપવાન્–સાકાર હોવા વિરુદ્ધનાં તો અનેક પ્રમાણો અગાઉ આપી ગયો છું, તેનો યે વિચાર અહિં ઉપયુક્ત થશે. )

" **सहोवाचैतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्त्स्थूलमनण्वह्रस्वमदीर्घ मलोहितमस्नेहमच्छायमतमः......... अप्राण ममुखममात्रमनन्तरमबाह्यंनतदश्नातिकिंचन तदश्नातिकश्चन !** "

બૃ. અ. ૩, બ્રા. ૮. ૮.

**અર્થ**: યાજ્ઞવલ્ક્ય બોલ્યા : હે ગાર્ગિ ! બ્રહ્મવેત્તા (બ્રાહ્મણો–પણ આજના મડદાં પાછળ શ્રાદ્ધ સરાવનારા કે ખાંપણનું લેનારા

અને મૂર્તિપૂજાદિ પાખંડ કરનારા નામધારી બ્રાહ્મણો, જેઓ સ્વાર્થ—શાસ્ત્રમાં જ નિષ્ણાત છે, વેદાદિ શાસ્ત્રોમાં નહિ અને 'દયા પ્રભુની' કરી ઘેર ઘેર લોટ ઉઘરાવતા ફરનારા, ભિક્ષા અને દક્ષિણાના ગુલામો નહિ!) લોકો નિશ્ચયથી તેને અક્ષર કહે છે. તે **સ્થૂલ** નથી, અણુ નથી, હ્રસ્વ નથી, દીર્ઘ નથી, લાલ નથી, તે અસ્નેહ, અચ્છાય, અતમ, અવાયુ, અનાકાશ, અસંગ, અરસ, અગન્ધ, અચક્ષુષ્ક, **અશ્રોત્ર, અવાક્, અપ્રાણ, અમુખ,** અમાત્ર, અનન્તર અને અબાહ્ય છે.- ન તે સ્વયં ભોક્તા છે, ન તેનો કોઈ ભોક્તા છે! અમારે યાજ્ઞવલ્ક્યને માનવા કે આ રેવાશંકર ભટ્ટને? આવા પરબ્રહ્મ પરમેશ્વરને મુખ, છાલ, નાકવાળો કહેવો એ ઇશ્વરની નિંદા—Libel વિના બીજું શું છે? ક્યાં પૂર્વના ઉપનિષદ્ વારાના બ્રહ્મવેત્તા—બ્રાહ્મણો ક્યાં તેમની વિદ્યા, અને ક્યાં આજના ભૂદેવો અને ક્યાં તેમની ક્ષુદ્રમતિ! **अन्तरं महदन्तरम्!! हन्त!!!**

**પ્રમાણ ર૩મું:**

છેલ્લું પ્રમાણ શાસ્ત્રીજી આપે છે—

"**नमस्ते सत्यायते नमो अस्तु परायते।**

**नमस्ते रुद्र तिष्ठत आसीनायोत ते नमः॥ १५.**

હે રૂદ્ર! આવતા—જતા, ઉભા—બેઠેલા તમને નમસ્કાર છે."

આ વિષે ટુંકામાં જ પૂછવા માગું છું કે અગર શાસ્ત્રીજી કહે છે તેમ અગર તેમના રૂદ્ર—પરમાત્મા આવે છે, જાય છે, ઉભે છે, બેસે છે તો કૃપા કરી શાસ્ત્રીજી જણાવે કે તે શા માટે આવે છે? ક્યાંથી આવે છે? ક્યારે આવે છે? અને જાય છે તો

ક્યાં, ક્યાંથી અને ક્યારે જાય છે? ઉભા છે તો શા માટે ઉભા છે?–ચાલતાં ચાલતાં થાકી જવાથી? શાના ઉપર ઉભા છે? બેઠેલા છે તો ક્યાં? આવી **ઉઠબેસ** કરવાની આપના રૂદ્ર–પરમાત્માને કોણે અને ક્યારે ફરજ પાડી? આદિ વિવિધ પ્રશ્નો પરમાત્માને સાકાર માનવાથી થશે. જેના ઉડાઉ જવાબો વિના સમાધાન કંઈ કરી શકાય તેમ નથી, અને પરમાત્મા જો જાય છે, આવે છે તો જ્યાં જ્યાં જતો હશે ત્યાં ત્યાંની વ્યવસ્થા ઠીક રહેતી હશે, પણ જ્યાં જ્યાં મંદિર હોય ત્યાં ત્યાં શું નોકરો–ગવર્નરો વગેરે રાખ્યા છે કે શું? અને જાય છે, આવે છે તો કદિ તે રૂદ્ર મહારાજ–આ શ્રીમાન્ શાસ્ત્રીને ભેગા થઈ જાય છે કે કેમ? એનો પણ ઉત્તર આપજો! બાકી, 'રુદ્ર' શબ્દ એ પરમાત્માનું ગૌણ નામ છે અને તે દુષ્ટોને તેમના કર્મ પ્રમાણે દંડ આપી રૂદન કરાવે છે માટે તે નામ (રુદ્ર) પડ્યું છે. જે વિષે મેં આ અગાઉ વિસ્તારથી ખુલાસો પ્રમાણ ૧૨માં કર્યો છે. રૂદ્ર એટલે ખોપરીઓની માળા ધારણ કરનાર, સ્મશાનમાં રહેનાર, ઋષિપત્નીઓની આબરૂ લેનાર કોઈ દેવ–વિશેષ સમજવાનો નથી. તેનું અસ્તિત્વ જ નથી, એટલે બીજા સવાલો રહેતા જ નથી!

આ રીતે શાસ્ત્રીજીએ, જે જે પ્રમાણો આપ્યાં છે, તેમાંનું કોઈ પણ પ્રમાણ મૂર્તિપૂજા સિદ્ધ કરતું નથી એ મેં સ્પષ્ટ કર્યું છે.

તેમ છતાં ય શાસ્ત્રીજી લખે છે કે "વેદોમાં મૂર્તિપૂજા વિધાયક હજારો પ્રમાણો છે. જેમાંના અહિં સ્થાલીપુલાક ન્યાયે આપ્યા છે" અને "જેઓ નાસ્તિક છે તેને માટે આ શ્રમ નથી!"

તે માટે એટલું જ જણાવવું બસ છે કે વેદોમાં મૂર્તિપૂજા વિધાયક એકેય પ્રમાણ નથી, અને આપે જે પ્રમાણો વેદ, બ્રાહ્મણ ગ્રંથ, ઉપનિષદ્ આદિમાંથી સ્થાલીપુલાક ન્યાયે આપ્યા છે, તેના પૂર્ણ ખુલાસા મેં દેહલી-દીપક ન્યાયથી આપી આપના એકેએક પ્રમાણની અયથાર્થતા સિદ્ધ કરી છે. જેઓ નાસ્તિક છે, તેમને માટે આપનો શ્રમ નથી એ તો જાણે ઠીક, પણ મૂર્તિપૂજા વિષે આપનો શ્રમ નિરર્થક હોઈ કાળક્ષેપ કરનાર છે. વારૂ, જતાં જતાં હું પૂછી લઉં કે આપ 'નાસ્તિક' કોને કહો છો? મનુજી તો કહે છે કે—

**नास्तिको वेदनिन्दकः**

વેદની નિંદા કરે તે નાસ્તિક! અને વેદના ઉલટા અર્થો કરવા એ પણ વેદની નિંદા ગણાય ને? એ દૃષ્ટિથી કોઈ આપને જો 'નાસ્તિક' ગણે તો માઠું ન લગાડશો! પછી બીજા નાસ્તિક આપ ક્યાં શોધવા જાવ છો? સ્વામી દયાનંદજીએ તો સત્યાર્થપ્રકાશમાં નવ પ્રકારના નાસ્તિકો બતાવ્યા છે, તેમાં મૂર્તિપૂજકોને પણ નાસ્તિક માન્યા છે!! જે ઇશ્વર જેવો નથી, તેને તેવો પત્થરમાં ગોળમટોળ બનાવી દેવો એ પરમાત્માને ન માનવા બરાબર જ નથી શું? અને એ અર્થમાં પણ મૂર્તિપૂજકો ખરા પરમેશ્વરને ન માનવાથી નાસ્તિક ગણાય તેમાં આશ્ચર્ય કોઈ ન પામશો. એટલું કહી વાચકોને આ પ્રત્યુત્તરનો પક્ષપાતરહિત દૃષ્ટિથી વિચાર કરવાનું જણાવી સારભાગ ગ્રહણ કરે અને અસત્ય વાતો જેની હોય તેની છોડી દે, એમ વિનવી અંતમાં એટલું જણાવીશ કે સત્યાસત્ય નિર્ણય માટે આ લખાણ દ્વારા પ્રતિ-ઉત્તરમાં મારે (અનિચ્છા છતાંય) ઉતરવું પડ્યું છે, મારી વિદ્વતા બતાવવા

નહિ; કેમકે; ગુરુકુળમાં પ્રથમાશ્રમમાં નિયમપૂર્વક ગુરુચરણમાં બેસી વિદ્યાર્જન કરતાં સ્નાતક થતા સુધી થોડાંક વેદાદિ સત્ શાસ્ત્રોનું અધ્યયન અને મનન કર્યું છે. જ્યારે શાસ્ત્રવર્ણિત વેદ-વિદ્યા તો અપાર છે, એટલે હું વિદ્વાન હોવાનું કે પંડિત હોવાનું ઘમંડ સેવતો નથી, પણ સાચા વિદ્વાન કે ખરા પંડિતો કેવા હોઇ શકે તેનું મને ભાન છે. મારા આ લખાણમાં જે કંઈ શાસ્ત્રાનુમોદિત સાચી બીના હોય તે ઋષિ દયાનંદના સિદ્ધાંતોનો પ્રતાપ છે. (જેમાં શાસ્ત્રાધ્યયન પછી મારી શ્રદ્ધા દૃઢતર થતી ગઈ છે) હું તો માત્ર સાધનરૂપ થયો છું; એટલા આત્મસંતોષ સાથે અત્રે વિરમતાં યજુર્વેદની મૈત્રાયણી શાખાનું-મૂર્તિપૂજા એ સંસારના બંધનમાં બાંધનારી છે-મુક્તિ આપનાર નથી; એવું પ્રમાણ શાસ્ત્રીજીને શુભ કામનાથી સમર્પણ કરીશ:

**पाषाणलोहमणिमृन्मयविग्रहेषु,**
**पूजा विभोः पुनर्भवकरी मुमुक्षोः।**
**तस्माद्यतिः स्वहृदयार्चनमेवकुर्याद्,**
**बाह्यार्चनंपरिहरेदपुनर्भवाय ॥**

મૈત્ર્યુપનિષદ્ ૨-૨૬

**અર્થઃ**—પાષાણાદિ મૂર્તિઓમાં વિભુ પરમાત્માની પૂજા કરવી એ મુમુક્ષુને સંસારમાં વારંવાર જન્મ મરણ દેવાવાળી છે. તેથી ઇન્દ્રિયોને જીતવાવાળો-સંસાર બંધનથી છૂટવા મથતા-યતિએ (**ये निर्जितेन्द्रियग्रामा यतिनो यतयश्चते।** અમરકોષ. બ્રહ્મવર્ગ) ઉક્ત બહારની પૂજાને જન્મ-મરણ ('લખ-ચોર્યાસી')

નું કારણ સમજી છોડી દેવી, અને હૃદયમાં જ પરમાત્માનું પૂજન કરવું ! પછી તો येनेष्टंतेनगम्यताम् । ઇતિ.

અંતમાં મારા મિત્ર સ્વ. કવિભૂષણ પંડિત પોપટલાલનો શ્લોક ઉદ્ધૃત કરીશ.

> धर्मे तत्त्वपरिग्रहेथ निगमे नो पक्षपातोऽस्तिमे
> वैमत्यं ममनास्ति छत्रचिदपि प्रेयान्समस्तो जनः ।
> किन्तु प्रागुदितार्थतत्त्वनिकषे तन्निभ कार्तस्वर-
> घर्षन्हर्षमुपैमि तत्सहभयज्योतिश्चमत्कारतः ॥

[સંપૂર્ણ]

# પરિશિષ્ટ अ

પૂર્વાર્દ્ધમાં મૂર્તિપૂજાની મીમાંસા કરવામાં આવી છે. તથા પ્રસંગાનુકૂલ સંત તુકારામના અભંગ તથા પુરાણાદિકના શ્લોકો ઉદ્ધૃત કરી મૂર્તિપૂજાના ગેરલાભો બતાવાયા છે. પણ તેથી મને સંતોષ નથી થયો. ભારતવર્ષની અવનતિના મૂલ કારણરૂપ મૂર્તિ-પૂજા, પરસ્પર દ્વેષ અને ઝઘડા વધારનાર મૂર્તિપૂજા, સામાજિક ઉંચનીચતાની પહેરેગીર મૂર્તિપૂજાને તેના નગ્નરૂપમાં ચિતરવા મારી લેખની અસમર્થ છે. મારા કરતાં કોઇ તટસ્થ વિદ્વાનની કલમ-કુઠાર તે પર ચાલી, તેના પાખંડો તથા ગેરલાભોનો પડદો ચીરી સામાન્ય જનસમાજની આંખમાં અંજન-શલાકાનું કામ કરે એ હું ઇચ્છતો હતો. ત્યાં સદ્ભાગ્યે એક તટસ્થ બંગાલી વિદ્વાન સ્વ. બાબુ દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય સંગ્રહિત દયાનંદ-ચરિત્ર વાંચવામાં આવ્યું. જો કે બાબુ દેવેન્દ્રનાથજી આર્યસમાજી ન હતા. છતાં તેમણે આર્યસમાજના સંસ્થાપક પ્રાતઃસ્મરણીય મહર્ષિ દયાનંદજીના જીવનચરિત્રની સામગ્રી મેળવવા પંદર પંદર વર્ષ સુધી તન, મન અને ધનના ભોગે, ભારતભરમાં ચોતરફ રવડી રવડી જે ઐતિહાસિક સામગ્રી એકઠી કરી છે, તેને સ્વ. પં. ઘાસીરામજીએ હિંદીમાં અનુવાદિત કરી, "મહર્ષિ દયાનંદકા જીવનચરિત્" રૂપે પ્રકાશિત કરી છે. તેની ભૂમિકા સ્વ. બાબુ દેવેન્દ્રનાથે સને ૧૯૧૬ માં લખી છે, અને તેમાં જણાવ્યું છે કે તેઓ બંગાળી હોઇ એક ગુજરાતમાં પેદા થએલ સંન્યાસીનું જીવન શા માટે લખે છે? તેઓ આર્યસમાજી ન હોવા છતાં, આર્યસમાજના સ્થાપકના જીવનચરિતની સામગ્રી મેળવવા પોતાના

યૌવનકાળના અમૂલા પંદર પંદર વર્ષોનો ભોગ શા માટે આપે છે ? આર્યસમાજે કે આર્યસમાજીઓએ જે કામ માટે વધુ શ્રમ ન કર્યો તે કાર્ય માટે હજારો રૂપીઆનો ખર્ચ અને શારીરિક-માનસિક શ્રમ કાં વેઠે છે ? એ બધા જ મહત્વના પ્રશ્નોનો જવાબ એ વિદ્વાન્ બાબુ દેવેન્દ્રનાથ સ્વયં આપે છે કે દયાનંદ તરફ તેમની ભક્તિ ચાર કારણોને લીધે થઇ. પ્રથમ દયાનંદ આર્યજ્ઞાનના પ્રચારક હતા. ૨. દયાનંદ મૂર્તિપૂજાના શત્રૂ હતા. ૩. દયાનંદ બ્રહ્મચર્ય પદ્ધતિના પુનરૂદ્ધારક હતા અને ૪ દયાનંદ ભારતીય એકતાના પ્રતિપાદક હતા. એ ચારે વિષયો પર સ્વ. દેવેન્દ્રનાથે ખૂબ ભારપૂર્વક વિસ્તારથી લખી કારણો જણાવ્યાં છે; પણ અહીં તો મારે તેના બીજા કારણ અર્થાત્ દયાનંદના મૂર્તિપૂજાના વિરોધને લીધે દેવેન્દ્રનાથની તેમાં ભકિત થઈ, તેનું કામ છે, એટલે મૂર્તિપૂજાના ગેરલાભો દેવેન્દ્રનાથને ખૂબ ખૂબ સાલ્યા છે, અને તેનું બહુ કરુણ વર્ણન કરે છે. તે રજુ કરવાથી પણ મારો ઉદ્દેશ સરશે એમ મને લાગવાથી, તેમાંના થોડા ભાગનો અનુવાદ નીચે આપું છું.

"વાચક ! શું તું કહી શકશે કે ભારતવાસી મનુષ્યોની અવસ્થા એવી શોચનીય અને અવનત કેમ થઇ ? શું તું બતાવી શકશે કે હિંદુઓનું ચારિત્ર્ય એવું હીન અને ઘૃણિત કેમ થઇ ગયું ? શું તું બતાવી શકશે કે હિંદુજાતિ, જગતમાં એવી હેય અને મલિન કેમ થઇ ગઇ ? હિંદુઓની કોઇ વાતનું ઠેકાણું નથી. હિંદુઓમાં મનોબળ નથી. હિંદુઓની સમક્ષ ઘોરમાં ઘોર અત્યાચારો થાય છે પણ તેમના મોંમાંથી તેની વિરૂદ્ધ એક શબ્દ પણ નથી નીકળતો. તેમની નજર સામે, દુર્બળના મોઢામાંથી બળવાન

કોળીઓ કાઢી લે છે, પણ હિંદુઓમાં તેની વિરુદ્ધ આંગળી પણ ઉઠાવવાનું સામર્થ્ય નથી. હિંદુઓના ઘરમાં અન્નના વાખા છે. તેની બુદ્ધિમાં ફેબ–ફ્રેબ અને ભાંગ–ફોડ વિના બીજો કોઇ ઉચ્ચતર ગુણ નથી. એમણે બીજાઓની ભૂમિ પર, બીજાઓના દેશમાં જન્મ લીધો છે, અને તેઓ પ્રવાસી બની પોતાનું તમામ જીવન વ્યતીત કરે છે, ખુશામદમાં જ. હિંદુઓનો પુરુષાર્થ છે. બીજાઓની વિદ્યાઓમાં પારદર્શિતા પ્રાપ્ત કરવામાં જ હિંદુઓનું અભિમાન છે. બીજાઓના પગ ચાટવામાં જ તેમનું ગૌરવ છે. વાચક! બતાવ કે હિંદુઓને મનુષ્યોચિત ગુણોથી વંચિત કરનાર કોણ છે? કેવળ એટલું જ નથી કે હિંદુઓ મનુષ્યોચિત ગુણોથી વંચિત થઇ પશુતુલ્ય થઇ ગયા છે. પણ તેમના ચરિત્રમાં તો પશુ, પક્ષી ઇતર જંતુઓમાં જે ગુણો દેખાય છે, તે પણ દેખાતા નથી! આપણે એક વાંદરાને મારીશું તો જોવાશે કે તત્કાલ દસ વાંદરાઓ એકત્ર થઇ જશે, અને તે કંઇ ન કરી શકે તો કમમાં કમ એટલું તો કરશે કે આપણા છાપરા પર ચઢી, દાંતીયા કરી આપણને ડરાવશે અને કરડવાની ચેષ્ટા કરશે. એક કાગડાને મારતાં પચાસ કાગડાઓ વાતવાતમાં એકઠા થઇ જશે, અને આપણને ઘેરી લઇ કાંવકાંવ કરી એવો શોર મચાવી મૂકશે કે તે સ્થળે રહેવું આપણા માટે ભારે થઈ પડે! પણ કોઇ, એક હિંદુને મારે તો દસ હિંદુઓ ઉભા ઉભા તમાશો જોયા કરશે, અને કેટલાક તો સાક્ષી થવું ન પડે એ ડરના માર્યા ત્યાંથી ધીરે ધીરે રફુચક્કર થઇ જશે! ઉફ, હિન્દુઓ તો પશુઓ કરતાં પણ ગયા છે!

ક્ષુદ્ર કીડીમાં પણ આત્મ–રક્ષણનો ભાવ જોવામાં આવે છે,

પણ હિંદુઓના ચારિત્ર્યમાં એ ભાવ જોવામાં આવતો નથી. આપણા પગ નીચે આવી જતાં, કીડી પણ કરડવા ચેષ્ટા કરશે, બીલાડી પણ વારંવાર મારવાથી પોતાના નખ અને દાંતો દ્વારા આપણને આઘાત પહોંચાડવા યત્ન કરે છે; પણ હિંદુઓના આત્મસન્માનની કોઈ ફાવે તેટલી રેવડી દાણાદાણ કરે, પણ તેમાં પ્રતીકારની ચેષ્ટા જ ઉત્પન્ન નથી થતી! એ સર્વથા મૂંગો અને ઠૂંઠ બની રહે છે! શું એથી પણ વધુ કોઈ અધઃપતન હોઈ શકે?

વાચક! હિંદુના ચરિત્રમાં આ અમાનુષત્વ, પશુત્વ અને કલ્પનાતીત નીચત્વ ક્યાંથી આવ્યું? કોણ લાવ્યું? હિંદુઓને પશુઓ કરતાંયે અધમ કોણે બનાવ્યા? **એ પ્રશ્નોનો એકજ ઉત્તર છે અને તે એ કે મૂર્તિપૂજાએ!!** કદાચ અમારા આ ઉત્તરથી સંતોષ ન થાય અને એમ કહેવામાં આવે કે મૂર્તિપૂજા તમામ દોષો–અવગુણોની ખાણ નથી, કેમકે જ્યારે રોમે ગર્વથી પોતાનું માથું ઉંચું કરી જગતમાં પોતાના આધિપત્યનો વિસ્તાર કરેલો, ત્યારે તે મૂર્તિપૂજક હતું; ગ્રીસે પોતાની ગૌરવ–છટાથી ચારે દિશાઓને આલોકિત કરી હતી, ત્યારે તે પણ મૂર્તિપૂજક હતું; જ્યારે મીસર ઉન્નતિના ઉચ્ચતમ શિખર પર વિરાજતું હતું, ત્યારે બીજું કોઈ જંતુ એવું ન હતું, જેની ઇજીપ્તના મંદિરોમાં આરાધના થતી ન હોય! પછી એ કેમ કહી શકાય કે મૂર્તિપૂજા દૂષણીય છે? પરંતુ એ વાતને સૂક્ષ્મભાવથી સમજવાની આવશ્યક્તા છે. રોમ, ગ્રીસ અને મીસરની મૂર્તિપૂજામાં અને ભારતવર્ષની મૂર્તિપૂજામાં પ્રકૃતિગત્ અને પ્રકારગત્ ભેદ છે. ભારતવાસીઓએ પોતાની ઇચ્છા અને અભિરુચી માત્રથી અનેક ઇશ્વરો બનાવી દીધા છે.

હિંદુઓએ પોતાની કલ્પના માત્રથી અનેક પરમેશ્વરો ઘડી કાઢયા છે. જે પરમાત્માનું વેદાદિ શાસ્ત્રોમાં અકાય, અવ્રણ, અશબ્દ, અસ્પર્શ આદિ શબ્દોથી કીર્તન કરવામાં આવ્યું છે, તે પરમાત્મામાં હિંદુઓ કામ, ક્રોધ, ભય, ક્ષુધા, તૃષ્ણા, વ્યાધિ, આલસ્ય, નિદ્રા, વિપત્, પુત્રોત્પાદન, વિદ્વેષ, હિંસા, કલહ, સ્વજનદ્રોહ, પરસ્ત્રીગમન આદિનો આરોપ કરવામાં અણુમાત્ર પણ સંકોચ નથી કરતા ! હિંદુઓએ આ **સ્વકલ્પિત** અને **નવનિર્મિત** ઇશ્વરોમાં દરેકની જાતજાતના ઉપકરણો દ્વારા પૂજ્યપાદ કરવા અને તે પૂજા પ્રણાલિને ચિરકાલ સુધી સ્થાયી રાખવાના હેતુથી એક-એક પુરાણ અને ઉપપુરાણની રચના પણ કરી રાખી છે.

એ નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ છે કે, પોતાની રૂચિ અને ઇચ્છાનુરૂપ **નિત્ય નવીન ઇશ્વરની** ઉત્પત્તિ કરવાની પ્રવૃત્તિમાં હિંદુઓએ પોતાના મૃત્યુની ખાંભી ખોડી છે. એથી જ આજ હિન્દુ ઉત્સન્નતાના માર્ગે વળી રહ્યો છે, એટલા માટે જ આજ હિન્દુ મરણાસન્નની પથારી પર પડયો છે. આજ હિન્દુઓની અવનતિનું કારણ છે, એ જ ભારતના સર્વ નાશનો પ્રધાનતર હેતુ છે. મૂર્તિપૂજાએ ભારતના સત્યાનાશની જે સામગ્રી એકઠી કરી છે તેને લેખિની લખવા અસમર્થ છે. મૂર્તિપૂજાએ ભારતવાસીઓનું જે અનિષ્ટ કર્યું છે તેને પ્રગટ કરવામાં અમારી અપૂર્ણ-વિકસીત ભાવ પ્રકાશક-શકિત અશકત છે.

જે ધર્મ સંપૂર્ણ રીતે આંતરિક અથવા આધ્યાત્મિક હતો, તેને સંપૂર્ણ રીતે બાહ્ય કોણે બનાવ્યો ?-મૂર્તિપૂજાએ !

કામાદિ શત્રુઓના દમન અને વૈરાગ્યના સાધનોને બદલે તિલક અને ત્રિપુંડ કોણે ધારણ કરાવ્યા ?–મૂર્તિપૂજાએ !

ઇશ્વરભક્તિ, ઇશ્વરપ્રીતિ, પરોપકાર અને સ્વાર્થત્યાગને બદલે અંગ ઉપર ગોપીચંદનનો લેપ, મુખથી ગંગાલહરીનું ઉચ્ચારણ અને ગળામાં જાતજાતની માળાઓનું ધારણ કોણે શિખવ્યું ?–

**મૂર્તિપૂજાએ !**

સંયમ, શુદ્ધતા, ચિત્તની એકાગ્રતા આદિના સ્થાનમાં ત્રિસીમા (ધારણા–ધ્યાન–સમાધિ)માં પ્રવેશ ન કરતાં, કેવળ અમુક દિવસે ચોક્કસ ભોજન ન કરવું; સવાર, બપોર અને સાંજે જુદાજુદાં વસ્ત્રોને પહેરવાનું આયોજન તથા તિથિ વિશેષ ઉપર ચોક્કસ માણસનું મુખ જોવું તો દૂર રહ્યું, તેની છાયાનોયે સ્પર્શ ન થાય એ બધું કોણે કોણે શિખવ્યું ?–મૂર્તિપૂજાએ !

હિંદુઓના ચિત્તમાંથી સ્વાધીન–ચિંતનની શક્તિ કોણે હરી લીધી ?–મૂર્તિપૂજાએ !

હિંદુઓનાં મનોબળ, વીર્ય, ઉદારતા અને સત્સાહસને કોણે દૂર કર્યાં ?–મૂર્તિપૂજાએ !

પ્રેમ, સમવેદના અને પરદુઃખાનુભૂતિને બદલે ઘોરતમ સ્વાર્થીપણું હિંદુઓના ચરિત્રમાં કોણ લાવ્યું ?–મૂર્તિપૂજા !

હિંદુઓને અમાનુષ, પશુઓ કરતાં પણ અધમ કોણે બનાવ્યા ?–મૂર્તિપૂજાએ !

આર્યાવર્તના સેંકડો ટુકડાઓ કોણે કરી નાખ્યા ?–મૂર્તિપૂજાએ !

આર્યજાતિને સેંકડો સંપ્રદાયોમાં કોણે વહેંચી નાખી ?–મૂર્તિપૂજાએ !

આ દેશને સૈકાઓથી પરાધીનતાની શ્રૃંખલામાં કાણે જકડી રાખ્યો છે ?—મૂર્તિપૂજાએ !

**એવો કયો અનર્થ છે, જે મૂર્તિપૂજાથી પેદા નથી થયો ?**

સાચી વાત તો એ છે કે આપ ચાહે તો હાઈકોર્ટના ન્યાયાધીશ હો કે ગવર્નર સાહેબના મુખ્ય સચિવ હો, બુદ્ધિમાં આપ ચાહે તો બ્હરપતિ તુલ્ય હો, ચાહે વાક્પાટવમાં સિસેરો (*Cicero*) અને ગેટે (Goethe)થી પણ શ્રેષ્ઠ હો, આપ આપના દેશમાં પૂજિત હો કે વિદેશમાં, આપની કીર્તિના ડંકા ગાજતા હોય, આપ સરકારી કાનૂનો ભણીને સર્વ પ્રકારના અ-કાર્ય અને કુ-કાર્યને આશ્રય આપનાર એટર્ની (Attroney) કુલના ઉજ્જ્વલતમ રત્ન હો, ચાહે મિષ્ટભાષી, મિથ્યોપજીવી સર્વપ્રધાન સ્માર્ત (વકિલ); પરંતુ યદિ આપ કોઈ પણ અંશે મૂર્તિપૂજાનું સમર્થન કરશો, તો અમને એમ કહેવામાં અણુમાત્ર પણ સંકોચ નહિ રહે કે આપ કોઇ પણ અંશે ભારતવર્ષના મિત્ર નથી થઈ શકતા, કારણ કે **મૂર્તિપૂજા એ ભારતવર્ષના તમામ અનિષ્ટોનું મૂળ છે!!!** અગર મૂર્તિપૂજા કોઈ વિશાલ જંગલ હોત તો અમે અગ્નિ ફુંકી એક ક્ષણમાં બાળી નાખી રાખ કરવા પ્રયત્ન કરતે; અગર મૂર્તિપૂજા એ કોઇ શાખા-પ્રશાખાઓવાળું મોટું વૃક્ષ હોત, તો અમે ક્યારનું યે તેને ઉખેડી અરણી સમુદ્રમાં ફેંકી દીધું હોત; અગર મૂર્તિપૂજા કોઈ દસ્યુ કે રાક્ષસ હોત; તો તેનું માથું કાપવા માટે પ્રાણની બાજી લગાવી દીધી હોત; પણ ખેદ છે કે મૂર્તિપૂજા એમાંનું કશું નથી.........

અમારા અનુમાન મુજબ મહાન્ કોન્સ્ટેન્ટાઈન (Constantine the Great)ની સમાન કોઈ વૈદિક ચક્રવર્તી રાજા જ્યારે ભારતના સિંહાસન પર પ્રતિષ્ઠિત થશે, ત્યારે તેના (મૂર્તિપૂજાના) સર્વાંગી વિચ્છેદની આશા રાખી શકાશે. જે રીતે એ મહાન્ સમ્રાટે, ઇસાઇધર્મને ગ્રહણ કરી રોમન સામ્રાજ્યના તમામ મંદિરોમાંથી જૂનો (Juno) જ્યુપિટર (Jupiter) વિનસ (Venus) અને બેક્સ (Bachhus) આદિની મૂર્તિઓ કઢાવી ફેંકાવી દીધી, અને મંદિરોને ખાલી કરાવી, તેમને રાજકીય કામોમાં ઉપયોગમાં લાવવાની આજ્ઞા આપી દતી, એ રીતેજ ક્યારેક ભારતમાં કોઇ વૈદિક રાજા થાય તો એ સંભવિત બની શકે કે મૂર્તિપૂજાનો અહીંથી ઉચ્છેદ થઈ શકે."

**"દયાનંદે આ મહાન્ શત્રુની વિરૂદ્ધ પ્રચંડ યુદ્ધનું આયોજન કરી, કેવલ ભારતના આચાર્ય-મંડળમાં પોતાનું અદ્વિતીય સ્થાન જ કેવળ નથી કર્યું, પણ હિંદુઓના પ્રકૃત કલ્યાણનું દ્વાર પણ ખોલી દીધું છે."** ઇત્યાદિ. એક એક વાક્ય, એક એક શબ્દ મૂર્તિપૂજાના ઘનિષ્ઠ વિરૂદ્ધ સ્વ. દેવેન્દ્ર બાબુના હૃદયની જ્વાળા પ્રગટાવનાર છે. પોતાના હૃદયનું બંડ એ વિદ્વાન લેખકે આ કથનમાં સાક્ષાત્ કરાવ્યું છે. તેમ છતાંય જેને એ પત્થર સાથે માથાઝીક કરવી હોય તે ખુશીથી કરે; પણ તેમાં કદિ દિલ લાગવાનું નથી. એમ ઉર્દુભાષાનો એક કવિ 'દર્દ' કહે છે કે:—

बुतखाना बिरहमन का मुकर्रर देखा,
कावाकोभी शेखके अकसर देखा.

**दिल लगने की सूरत न कहीं देखी हाय,**
**जो कुछ देखा सो खाक पत्थर देखा!**

—મૂર્તિપૂજાનું મંદિર જોયું અને શેખનું કાબા પણ જોયું; પણ ક્યાંય દિલ લાગે તેવી સૂરત ન જોવાઈ. હા, જે જોયા તે નરા પત્થર જોયા! સર્વવ્યાપક ઈશ્વરને એકદેશી બનાવી મૂર્તિમાન કરવો એ દૃષ્ટિ-દોષ છે. એમ એક બીજો શાયર નીચે મુજબ આગળથી જ ફરમાવે છે કેઃ—

**हर जगह तू है, हर एक शै में तेरा जलवा है,**
**अब न देखे कोई तो, एब है बीनाई का 'शातिर,'**

—સર્વત્ર તું વ્યાપક છે; દરેક સ્થળમાં તારો (-પ્રભુનો) પ્રકાશ છે. તેમ છતાં પણ જો કોઇ તને ન દેખે, તેમાં તેની દૃષ્ટિનો જ દોષ છે.

**तुमको यह है अगर यकीं, दिलमें वह जलवागर नहीं,**
**ढूंढा करो तमाम उम्र, मिलने का उम्रभर नहीं!**

અગર દિલમાં તેનો પત્તો ન લાગે તો, ક્યાંય તેનો પત્તો લાગવાનો નથી એમ એક અન્ય કવિ હઝરત 'બિસ્મિલ' ફરમાવે છેઃ—

**विठा के अर्शपे रक्खा है तूने ऐ वायज़.**
**खुदा वह क्या है जो बन्दोंसे एहतराज करे?**

ઈશ્વરને સાકાર માનનારાઓને કેવો સુંદર ઉપાલંભ છે?
—અર્થાત્ હે મૌલવી (ઉપદેશક) સાહેબ! આકાશ પર બેસાડી રાખ્યો છે તે ખુદા શાનો જે ભક્તજનોથી પરહેજગાર હોય?

સાચની દાનતથી જ્યારે વિચાર કરીએ છીએ, ત્યારે જણાય છે કે તે સર્વવ્યાપક છે, અને કાબા શું કે કાશી શું, દરેક સ્થળે તેની વ્યાપક જ્યોતિ સમાયેલી છે. તે એકજ સ્થળે નથી એમ જનાબ 'જવા' સાહેબ ખરૂં જ જણાવે છે. યથા—

जब चश्मे हकीकत से देखा,
आया यह नजर हरसू मुझको.
पुर नूर उसी के जलवे से,
काबा भी कभी बुतखाना था!

ઇતિઓમ્.

संपूर्णोऽयंग्रंथः

# અભિપ્રાય

*

**શ્રીયુત્ સ્નાતક સત્યવ્રતજી,**

નમસ્તે.

મૂર્તિપૂજાના સંબંધમાં આવતા તમારા લેખો હું 'આર્યપ્રકાશ'માં નિયમથી વાંચું છું. તમે આવી બાબતમાં રસ લ્યો છો એ તમારા સ્નાતકત્વને અનુકૂલ છે. તમને સંસ્કૃતશાસ્ત્રમાં અભિરુચિ વધતી જોઈ કોને આનંદ ન થાય ! શાસ્ત્રોનો જેટલો ઉપયોગ કરશો તેટલો લાભ આર્યસમાજને મળશે. તમારી વ્યુત્પત્તિ અને ખંત જોતાં તમે ધાર્મિક વિષયના વિચારમાં અથવા સંસ્કૃતગ્રંથોના ઉકેલમાં વિજયી નીવડશો.

તા. ૨૧-૨-૨૪ } લી. પં. મયાશંકર શર્મા
આચાર્ય, ગુરુકુલ મુંબઈ પ્રદેશ.